સુજ્ઞ પુરૂષો પ્રતિ સવિનય પ્રાર્થના કરવાની કે અમારા કુલને ઉજાગર કરનાર અમારા સંસારીપણાના ભાઈ નામે છગનલાલે ઘણા પ્રયાસે રોકવા છતાં પણ ન રોકાતાં પોતાના તીવ્ર વૈરાગ્યને સફળ કરી સં. ૧૯૪૩ ના વૈશાખ સુદિ ૧૩ ને દિવસે શ્રીતપગચ્છાચાર્ય ન્યાયાંભોનિધિ મુનિ મહારાજ શ્રી ૧૦૦૮ શ્રી મદ્વિજયાનંદ સૂરિ ( આત્મારામજી ) મહારાજજીની પાસે રાધનપુરમાં દીક્ષા અંગીકાર કરી છે. જેમનું નામ મરહુમ પૂર્વોકત મહાત્માએ પોતાના શિષ્ય શ્રી ૧૦૮ શ્રી લક્ષ્મી વિજયજીના શિષ્ય શ્રી ૧૦૮ શ્રી હર્ષવિજયજી મહારાજજીના શિષ્ય તરીકે મુનિ શ્રી **વલ્લભવિજયજી** રાખ્યું છે. જેઓ જૈન સંઘમાં કેટલા નામાંકિત થયા છે તેનું વર્ણન અમો તેમના ભાઈ તરીકે કરીએ તે કરતાં નિષ્પક્ષ વાંચક વર્ગનેજ સોંપવું ઠીક સમજવામાં આવે છે.

પંજાબ જેવા કઠણ દેશમાં એઓએ કેટલો ઉપકાર કર્યો છે, તેનો ખાસ પંજાબ દેશમાં ફરી અમોએ જાતિ અનુભવ કર્યો છે, કે જેમની બાબતમાં શ્રાવક ભાઈઓ તો શું પણ બીજા અન્ય મતિયો તથા આપણા પરમ પૂજ્ય ઘણા મુનિ મહારાજાઓ પણ એકી અવાજે વદે છે કે શ્રી ૧૦૮ શ્રી મહારાજજી સાહેબજીના સ્વર્ગવાસ પછી અગર અમુક મુનિનું પંજાબ દેશમાં વિચરવું ન થાત તો મહારાજજી સાહેબના કરેલ પ્રયાસમાં કાંઈક હાનિ થવાનો સંભવ આવી જાત ! પણ પોતાના મનોબલે કરી ચારે તરફ પંજાબનાં સર્વ ક્ષેત્રોમાં ફરી શ્રીમહારાજજી સાહેબના પ્રયાસને સફળ કર્યો એટલુંજ નહીં પણ તેમાં વૃદ્ધિ કરી છે ! આ બધું ફળ મરહુમ ગુરૂમહારાજની સેવાનુંજ સમજવાનુ છે. જે ફળ કયાં સુધી કે પ્રાયઃ જૈન સમુદાયમાં સર્વત્ર મુનિ મહારાજ શ્રી **વલ્લભવિજયજીનું** નામ પ્રસિદ્ધ ઉપકારી પરમપૂજ્ય મહાત્મા મુનિઓની ગણતરીમાં ગણવામાં આવે છે.

પૂર્વોકત પ્રખ્યાતિ સાંભળી દીક્ષામાં સંસારિક મોહને લેઇ, અમોએ જેટલાં વિઘ્ન કર્યાં હતાં, તે બાબત અમોને ઘણોજ પશ્ચાત્તાપ થયો! અને હજી પણ જ્યારે ત્યારે પાછલું વીતક યાદ કરવામાં આવે છે ત્યારે અનહદ પશ્ચાતાપ થાય છે. પણ જે ભાવી હોય તેને કોણ ટાળી શકે?

દીક્ષા લઇ ગુરૂમહારાજાની સાથે પંજાબમાં ગયે ઘણાં વર્ષ થઇ ગયાં તોપણ આ તરફ આવવાનું મન થાતું નહોતું! જેથી અમોએ બે વખત પંજાબમાં જઇ ઘણી પ્રાર્થના કરી! તેમજ વર્ત્તમાન આચાર્ય મહારાજ શ્રી ૧૦૮ શ્રી મદ્વિજય કમળ સૂરિજી, ઉપાધ્યાયજી મહારાજજી શ્રી વીરવિજયજી મહારાજજીની પાસે લશ્કર, ગુવાલિયર, અને આગરા શહેર કે જ્યાં પૂર્વોકત બંને મહાત્માઓનાં ચતુર્માસ હતાં ત્યાં જઇ, અમો જાતે આજ્ઞાપત્રિકા લખાવી લાવ્યા કે, પંજાબમાં તમોએ ઘણાં ચોમાસાં કરી ઘણો સારો ઉપકાર કર્યો છે, યદ્યપિ સાધુઓના વિહારની પંજાબ દેશમાં સતત જરૂર છે, તથાપિ હાલ થોડા સમય સાધુનો વિરહ રહશે તોપણ હવે એકદમ બગડવાની ધાસ્તી રહેતી નથી! કારણ કે શ્રી ૧૦૦૮ શ્રી સ્વર્ગવાસી ગુરૂમહારાજ શ્રી મદ્વિજયાનંદ સૂરિજીના પ્રતાપથી તેઓ સાહેબના સદુપદેશથી કટ્ટર ઢુંઢક પ્રદેશમાં ઠેકાણે ઠેકાણે શ્રી જૈન મંદિર થઈ ગયાં છે! તેમજ વળી અમો ચોમાસા બાદ પંજાબ દેશ તરફજ વિચરવાનો ઇરાદો રાખીએ છીએ, માટે વડોદરાના સંઘની તથા ખીમચંદભાઇની ઘણા સમયની વિનંતી સ્વીકારી એમની મહેનત સફળ કરવી યોગ્ય છે.

પૂર્વોકત બે પત્ર તેમજ એક પત્ર શ્રી સંઘ વડોદરાનો અને એક પત્ર શ્રી ૧૦૮ શ્રી પ્રવર્ત્તકજી મહારાજજી શ્રી કાંતિવિજયજીનો એમ એકદમ ચાર પત્ર લઇ અમો સહકુટુંબ અમૃતસર ( પંજાબ ) માં જઇ પ્રતિજ્ઞા કરીને બેઠા કે, હવે તો અમારા તરફ વિહાર કરશો ત્યારેજ તમારી પૂંઠ છોડીશું!

ક્ષેત્ર ફરસના ગુરુબી મોટા પોતાના માલિકોનું લખવું ધ્યાનમાં લેવુંજ પડયુ! ઉદ્યમથી સર્વે કાંઇ પણ બને છે! ચોમાસુ પૂરૂં થયું એટલે અમૃતસરથી વિહાર કર્યો. અમો પણ સહકુટુંબ જે જે ક્ષેત્રમાં આવતા રહ્યા પાછળથી ત્યાં પહોચી વિહાર કરાવતા રહ્યા. પંજાબના

લોકોને આ વિહાર બિલકુલ રૂચતો નહોતો, પણ અમારી આવી મહેનત જોઇ તેઓ બિચારા મુગે મોઢે કાંઇ પણ બોલ્યા વગર મહારાજની ઇચ્છાનુસાર વિહાર કરવા દેતા ખરા ! પણ સર્વ કોઇના મુખમાંથી આ વાણી નીકળતી હતી કે અમોને એમનોજ આધાર છે ! જેવી રીતે લઈ જવાને માટે કમર કસી છે, તેવીજ રીતે પાછો આ પંજાબ દેશ મહારાજશ્રીને યાદ કરાવતા રહેજો !

ચાલતાં ચાલતાં મહારાજશ્રી અંબાલા શહરમાં પધાર્યા, એટલામાં આ તરફથી લશ્કર, આગરાથી વિહાર કરી શ્રી આચાર્ય મહારાજજી તથા શ્રી ઉપાધ્યાયજી મહારાજજી પણ પધાર્યા. સર્વ સાધુઓનું એકઠું સામૈયું ઘણા આડંબરની સાથે અંબાલા શહરના શ્રીસંઘે કર્યું. અમો પણ પાછળથી પંજાબ દેશના શહરોની તીર્થ યાત્રા કરતા કરતા તેજ દિવસે અંબાલા શહરમાં પહોચ્યા. સામૈયાનો ઠાઠ જોઇ અમારા મનમાં દૃઢ નિશ્ચય થયો કે અત્રે આવી ભકિત, ઘણા સાધુઓનો સમાગમ અને વળી લુધીઆના, અમૃતસર, જંડિયાલા, જીરા, હુશિયારપુર, ગુજરાંવાલા, સમાના, નારોવાલ, સનખતરા વગેરે ઘણા ક્ષેત્રોના ઘણા શ્રાવકો એકત્ર થયા છે. આવો અપૂર્વ ઠાઠ છોડી મહારાજ વિહાર કરે એ સંભવ નથી ! પણ અમોને જોઇ તરતજ પરમ દયાળુ શ્રી આચાર્ય મહારાજજી તથા શ્રી ઉપાધ્યાયજી મહારાજજીએ મહારાજ શ્રી વલ્લભ વિજયજીને કહ્યું કે ખીમચંદભાઇએ ઘણી મહેનત કરી છે તે સફળ થાવી જોઇએ. લોકો એકદમ બોલી ઉઠયા કે મહારાજજી સાહેબ અમોતો આપની પાસે વલ્લભવિજય મહારાજને જાતાં અટકાવવા નિમિત્તે પ્રાર્થના કરવા ઘણા ક્ષેત્રોના સેવકો હાજર થયા છીએ, અને આપ આવો હુકમ ફરમાવો છો ! તે વખતે શ્રી આચાર્ય મહારાજજીએ તથા શ્રી ઉપાધ્યાયજી મહારાજજીએ શ્રાવકોને સમજાવી ઠંડા કર્યા. આ બાબતમાં શ્રી આચાર્ય મહારાજજી તથા શ્રી ઉપાધ્યાયજી મહારાજજીનો અમારા ઉપર અનહદ ઉપકાર થયો છે. અમોને ખાતરી થઇ કે હવે તો જરૂર આવશે ! મહારાજે શ્રી આચાર્ય મહારાજજી તથા શ્રી ઉપાધ્યાયજી મહારાજજીની આજ્ઞાથી અંબાલાથી વિહાર કર્યો એટલે અમો પણ નિશ્ચિંત થઇ પોતાના ઘરે ત્રણ સાડા ત્રણ મહિના બાદ પહોચ્યા.

ખરી વસ્તુનો સર્વત્ર ખપ હોય છે ! મહાત્માની ચાહના કોને હોતી નથી ? મહારાજ શ્રી અંબાલાથી વિહાર કરી દીલ્લી પધાર્યા એટલે દીલ્લીવાળાઓએ રોકવાની તજવીજ કરી કે ચોમાસું દીલ્લીમાં કરાવવું ! આ વાતની ખબર પડતાં અમો પાછા દીલ્લી પહોંચ્યા પણ ભાવીભાવ મારવાડના રસ્તાનો વિહાર કઠણ અને ગરમીની મોસમ આવી પહોચી એટલે દીલ્લીના શ્રાવકોની વાત અમારે પણ ગળે ઉતરી. દર્શન કરી પાછા ઘરે આવી નશીબપર આધાર રાખી સંતોષ કરી બેઠા કે ઉદ્યમ કરવામાં તો કસર નથી થઇ ! હવે તો જે ભાવી ભાવ હશે તે બનશે ! થયું પણ તેવુંજ.

પંજાબમાં ગુજરાંવાલા શહરમાં ઢુંઢિઆઓના તરફથી છેડછાડ થઇ, અને તેનું પરિણામ એ આવ્યું કે સનાતન ધર્મવાળા આપણા ભાઇઓની સામે ઉતરી પડ્યા ! આ કારણથી મહારાજશ્રી વલ્લભવિજયજીને જેઠ મહિનામાં ખરો તડકો સહન કરી દીલ્લીથી પા છા ગુજરાંવાલે જવું પડ્યું ! આવી સખત મોસમમાં ઉપરા ઉપરી વિહાર કરી જવાની મરજી નહોતી, પણ શ્રી આચાર્ય મહારાજજી તથા શ્રી ઉપાધ્યાયજી મહારાજજીએ પત્ર લખી આદમી મોકલી બોલાવ્યા કે આ સમયે તમારી હૈયાતીની જરૂર છે ! માટે ગયા વિના છુટકો નહોતો. આ બાબતમાં વધારે જાણવાની ઇચ્છા વાળાએ અહમદાવાદ નિવાસી વકીલ કેશવલાલ પ્રેમચંદ બી. એ. એલ. એલ. બી. નું પ્રસિદ્ધ કરેલ **વિશેષ નિર્ણય** નામનું પુસ્તક, તથા પાટણના વકીલ લેહરૂભાઇ ડાહ્યાચંદનું પ્રસિદ્ધ કરેલ **ભીમજ્ઞાનત્રિંશિકા** નામનુ પુસ્તક જોઇ લેવું !

ચોમાસું દીલ્લીને બદલે ગુજરાંવાલામાં શ્રી આચાર્ય મહારાજજી તથા શ્રી ઉપાધ્યાયજી મહારાજજીની સેવામાંજ થયું ! આ પણ એક અણધાર્યો અપૂર્વજ લાભ થયો સમજવો. ચોમાસા પછી કરૂણા નજરે કરી સીધો વિહાર આ તરફજ કર્યો. રસ્તામાં જયપુર, નવાશહર, અજમેર, પાલી વગેરે ક્ષેત્રોવાળાની ઘણી વિનતી થાતી રહી, પણ યાત્રાના ઉત્સાહથી સાથના સાધુઓની મરજી થોડી જોઇ રેહવું પસંદ ન કર્યું. પચતીર્થી, આબુજી વગેરે તીર્થોની યાત્રા કરતા કરતા જેઠ સુદિ ત્રીજને દિવસે પાલણપુર પધાર્યા, જ્યાં વડોદરાના પચાસ સાઠ બાઇ

ભાઇ વડોદરાના ચોમાસા માટે વિનતી કરવા ગયા જેમાં અમો પણ ગયા, પરંતુ મોસમ સખત હોવાથી તેમજ પાલણપુરના સંઘનો ઘણો ઉત્સાહ જોઇ અપુર્વ લાભ જાણી ચોમાસું પાલણપુર કરવું, દુરસ્ત ધાર્યું. પાલણપુરના ચોમાસામાં ત્યાંના સંઘમાં એકવીસ વર્ષનો પડેલો ઝગડો પતી ગયો તથા કેળવણી ફંડની યોજના થઇ તે લોકોમાં જાહેરજ છે.

પાલણપુરથી ચોમાસા પછી વિહાર કરી મેત્રાણા, પાટણ વગેરે તીર્થોની યાત્રા કરી રાધનપુર નિવાસી સંઘવી. શેઠ મોતીલાલ મુળજીના ઘણા આગ્રહથી તેમના કાઢેલા શ્રી શત્રુંજય મહાતીર્થની યાત્રાના દોઢ હજાર આદમીના સંઘમાં સામલ થઇ શ્રી શત્રુંજય તીર્થની ઘણા ઉત્સાહ પૂર્વક યાત્રા કરી, ભાવનગર, ગોઘા, ખંભાત વગેરે તીર્થોની યાત્રા કરતા કરતા વડોદરે પધારી વડોદરાના શ્રી સંઘની તેમજ અમારી ઘણા સમયની આશા પૂર્ણ કરી.

ચોમાસામાં જે કાંઇ આનંદ થયો તે વડોદરાનો સંઘ સારી રીતે જાણે છે. આજ સુધી ન થયેલા એવા ઘણા કુધારાના સુધારા થયા જેવા કે પર્યુષણામાં નોકારસીમાં લીલોતરી ન વાપરવી, તપસ્યા કરનારને માથે નોકારસી વગેરેનો કોઇ લાગો નહીં સમજવો, જેની જેટલી શકિત હોય ખુશીથી તપસ્યા કરે, વગેરે વગેરે. આવો અપૂર્વ આનંદ સમય જોઇ અમારી ઇચ્છા થઇ કે આપણાથી મોટો સંઘ તો બની શકે તેમ નથી તો યથાશકિત ઉદ્યમ કરવો યોગ્ય છે એમ વિચારી ચોમાસા પછી કાવી ગંધાર તીર્થનો સંઘ કાઢી યાત્રા કરવી. આ વિચારમાં અમારા ભાણેજ ચુનીલાલે સહાયતા કરી કે તમો સંઘનો વિચાર કરો છો તે ઘણો શ્રેષ્ઠ છે. જેટલો લાહો લેવાય તેટલો થોડો છે. સંઘમાં મારો અડધો ભાગ સમજવો. આથી અમારો ઉત્સાહ વૃદ્ધિને પામ્યો.

ચોમાસા પછી કાવી ગંધારનો સંઘ કાઢી મહારાજ સાહેબની સાથેજ યાત્રા કરી યાત્રામાં નવાં નવાં પંજાબી દેશીયોમાં રાગ રાગણી તેમજ નાટકનાં સ્તવનો સાંભળી લોકોનું ચિત્ત ખેંચાયું જાણી

અમોએ નિશ્ચય કર્યો કે મહારાજની બનાવેલી પૂજા તથા સ્તવન વગેરેનો સંગ્રહ કરી એક પુસ્તકના આકારે પ્રસિદ્ધ કરવામાં આવે તો ઘણા ભવ્ય જીવોને આનંદનો લાભ મળે. પુણ્યના ઉદયથી તે વિચાર પાર પડયો તે આ પુસ્તકજ કહી રહ્યું છે.

અમોએ આવું કામ પ્રથમજ માથે લીધું છે જેથી અમો છપાવવાના કાયદાથી પૂરા પૂરા વાકફ ન હોવાથી ઘણી જગાએ અશુદ્ધિઓ રહેવાની સંભાવના છે તેમ છતાં નજરમાં આવી તે અશુદ્ધિઓ શુદ્ધિ પત્રક તરીકે જાહેર કરી છે તેમાં જોઇ સુધારી વાંચવા વાંચક વર્ગ મહેરબાની કરશો તથા સુધારવા લાયક માલમ પડે તેની સુચના કરશો તો મોટો ઉપકાર માનવામાં આવશે.

લી. શા. ખીમચંદ દીપચંદ.

વડોદરા.

# અનુક્રમણિકા.




| નંબર | નામ | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ | પંચ કલ્યાણક પૂજા. .... .. | ૧ થી ૧૬ |
| ૨ | એકવીસ પ્રકારી પૂજા. .... .... | ૧૭ થી ૩૬ |
| ૩ | નવાણુ પ્રકારી પૂજા. .... .... | ૩૬ થી ૫૩ |
| ૪ | સત્તર ભેદી પૂજા. .... .... | ૫૩ થી ૬૭ |
| ૫ | શાંતિનાથ સ્તવન ( ખિનૌલી ) દેશી નાટક. .... | ૬૭ |
| ૬ | હસ્તિનાપુર સ્તવન ( હોરી ) .... .... | ૬૮ |
| ૭ | આત્માનંદ ધારી ( હોરી ) શ્રી સુમતિનાથ સ્તવન | ૬૮ |
| ૮ | જયપુર સ્તવન ( હોરી ) .... .... .... | ૬૯ |
| ૯ | નજર ટુક મેરકી કરકે .... .... .... | ૬૯ |
| ૧૦ | પ્રભુ શાંતિનાથ મહારાજ ( ચાલ નાટક ) .... | ૭૦ |
| ૧૧ | તુમરી શરણુ મૈં આયોરે ( ભૈરવી ) ... .... | ૭૧ |
| ૧૨ | ચાલ–કરો પાર નૈયા મોરી–શ્રી શાંતિનાથ સ્વામી | ૭૧ |
| ૧૩ | મૈં વારવાર સમઝાવાં ચેતન ( ચાલ નાટક ) .... | ૭૧ |
| ૧૪ | પ્રાતસમય નિત્ય ઉઠિને વંદુ ( ચાલ– વિમલાચલનિત ) | ૭૨ |
| ૧૫ | તારો જિનજી તારો જી મેરે જિનજી ( ચાલ નાટક ) | ૭૨ |
| ૧૬ | ચૈત્યવંદન .... .... .... .... | ૭૩ |
| ૧૭ | પંચપરમેષ્ઠી મંગલ સ્તવન .... .... | ૭૩ |
| ૧૮ | ,, ,, .... .... .... | ૭૪ |
| ૧૯ | ચતુર્વિંશતિ સ્તવન .... .... .... | ૭૫ |
| ૨૦ | ,, ,, .... .... .... | ૭૫ |
| ૨૧ | ,, ,, .... .... .... | ૭૬ |
| ૨૨ | ,, ,, .... .... .... | ૭૬ |
| ૨૩ | વિહરમાન જિન સ્તવન .... .... .... | ૭૭ |
| ૨૪ | શ્રી ઋષભદેવ જિન સ્તવન .... .... .... | ૭૭ |
| ૨૫ | શ્રી અજિતનાથ જીન સ્તવન.... .... .... | ૭૮ |

| નંબર | નામ | પૃષ્ઠ. |
|---|---|---|
| ૨૬ | શ્રી સંભવનાથ જીન સ્તવન .... .... .... | ૭૮ |
| ૨૭ | શ્રી અભિનંદન જીન સ્તવન.... .... .... | ૭૯ |
| ૨૮ | શ્રી સુમતિનાથ જિન સ્તવન .... .... | ૭૯ |
| ૨૯ | શ્રી પદ્મ પ્રભ જિન સ્તવન .... .... .... | ૮૦ |
| ૩૦ | શ્રી સુપાર્શ્વનાથ જિન સ્તવન .... .... | ૮૧ |
| ૩૧ | શ્રી ચંદ્ર પ્રભ જિન સ્તવન.... .... .... | ૮૨ |
| ૩૨ | શ્રી સુવિધિનાથ જિન સ્તવન .... .... | ૮૩ |
| ૩૩ | શ્રી શીતલનાથ જિન સ્તવન .... .... | ૮૩ |
| ૩૪ | શ્રી શ્રેયાંસનાથ જીન સ્તવન .... .... | ૮૪ |
| ૩૫ | શ્રી વાસુપૂજ્ય જીન સ્તવન.... .... .... | ૮૫ |
| ૩૬ | શ્રી વીમલનાથ જીન સ્તવન .... .... | ૮૫ |
| ૩૭ | શ્રી અનંતનાથ જિન સ્તવન .... .... | ૮૬ |
| ૩૮ | શ્રી ધર્મનાથ જિન સ્તવન .... .... .... | ૮૬ |
| ૩૯ | શ્રી શાંતિનાથ જિન સ્તવન .... ... .... | ૮૭ |
| ૪૦ | શ્રી કુંથુનાથ જીન સ્તવન.... .... ... | ૮૮ |
| ૪૧ | શ્રી અરનાથ જિન સ્તવન .... .... ... | ૮૮ |
| ૪૨ | શ્રી મલ્લિનાથ જિન સ્તવન .... .... .... | ૮૯ |
| ૪૩ | શ્રી મુનિ સુવ્રત સ્વામી જિન સ્તવન .... .... | ૮૯ |
| ૪૪ | શ્રી નમિનાથ જીન સ્તવન .... .... .... | ૯૦ |
| ૪૫ | શ્રી નેમિનાથ જિન સ્તવન ... .. ... | ૯૦ |
| ૪૬ | શ્રી પાર્શ્વનાથ જિન સ્તવન ... ... ... | ૯૨ |
| ૪૭ | શ્રી વર્દ્ધમાન જિન સ્તવન .. ... .... | ૯૩ |
| ૪૮ | કલશ ... . .. ... ... | ૯૪ |
| ૪૯ | શ્રી સિદ્ધાચલજી સ્તવન ... ... ... | ૯૪ |
| ૫૦ | ,, ( જાઇયેજી જાઇયેજી ) ... .. .. | ૯૫ |
| ૫૧ | ,, ( આદિજિનેશ્વર સ્વામી ... ... ... | ૯૬ |
| ૫૨ | ,, ( ભવિધ્યાવો સિદ્ધ ગિરિરાજ ) ... ... | ૯૭ |
| ૫૩ | ,, ( સિદ્ધાચલ તીરથ તારા—સોરઠ ) ... ... | ૯૮ |

| નંબર | નામ | પૃષ્ટ. |
|---|---|---|
| ૫૪ | ,, ( વિમલા ચલ તીર્થ સુહંકર—આશા ) ... | ૯૮ |
| ૫૫ | ,, ( દાદા આદીશ્વર પ્રભુજી મોહ તારનારે ) ... | ૯૯ |
| ૫૬ | શ્રી ગિરનાર તીર્થ સ્તવન મે આયા પ્રભુ નેમજી .. | ૧૦૦ |
| ૫૭ | ,, ( મન મોહે સ્વામી ) ... ... ... | ૧૦૦ |
| ૫૮ | ,, ( પૂજો પૂજો પૂજો ભવિજન પૂજો ) .. ... | ૧૦૧ |
| ૫૯ | શ્રી કેશરિયાનાથ જિન સ્તવન ( લાવણી ) ... | ૧૦૧ |
| ૬૦ | ,, ( પ્રસિદ્ધ પ્રભાવ જગતમેં ( નાટક ) ... | ૧૦૨ |
| ૬૧ | શ્રી મલ્લિનાથ જિન સ્તવન ( ભોયણી ) ... | ૧૦૨ |
| ૬૨ | શ્રી સમેત શિખર તીર્થ સ્તવન ... ... | ૧૦૩ |
| ૬૩ | કયા કોઇ ગાવે સુનાવે પ્રભુ મહિમા ( નાટક ) ... | ૧૦૪ |
| ૬૪ | પ્રભુ વંદન કરે નિત નમન કરે ( નાટક ) ... | ૧૦૪ |
| ૬૫ | હોઇ આનંદ બહારરે ... ... ... | ૧૦૪ |
| ૬૬ | જગદેવ ઔર નાહીરે ( ચાલ રાસધારી ) ... | ૧૦૫ |
| ૬૭ | અબતો પ્રભુજી કાલેલો સરન ( ભૈરવી ) ... | ૧૦૫ |
| ૬૮ | પ્રભુ નામ અબ સરન ખરી ( ભૈરવી )... ... | ૧૦૫ |
| ૬૯ | ફૂલોંકી બહાર ( ગજલ ) ... ... ... | ૧૦૬ |
| ૭૦ | તારો તારોજી મોહે તારો ... ... ... | ૧૦૬ |
| ૭૧ | તારો તારોજી મોહે ... ... ... | ૧૦૭ |
| ૭૨ | તારો તારોજી મોહે ... ... ... | ૧૦૭ |
| ૭૩ | શ્રી ચિંતામણિ મહારાજ ... .. ... | ૧૦૮ |
| ૭૪ | સાચે દિલ સેવો પ્યારે ... ... ... | ૧૦૮ |
| ૭૫ | પારસ જિન તૂં જગજીવન પ્રાણ ... ... | ૧૦૯ |
| ૭૬ | પ્રભુજી કુંથુ જિન જગ સ્વામી ( ચાલ લચ્છી )... | ૧૦૯ |
| ૭૭ | સુનો પ્રભુ પાર્શ્વનાથ સ્વામી ... ... ... | ૧૧૦ |
| ૭૮ | વંદન કલી કુંડ પારસકો (ચાલ હોરી)... ... | ૧૧૦ |
| ૭૯ | કલી કુંડ પાસજી સુખકારારે... ... ... | ૧૧૧ |
| ૮૦ | નમો ભવિ ઋષભદેવ ચરનન... ... ... | ૧૧૧ |
| ૮૧ | સુવિધિ જિનેશ્વર તૂં પરમેશ્વર ... ... | ૧૧૨ |

| નંબર | નામ | પૃષ્ટ |
|---|---|---|
| ૮૨ | હેજી પ્રભુ કરકે દયા ( ચાલ નાટક ) ... ... | ૧૧૩ |
| ૮૩ | ધર્મ જિનંદ સેવ ... ... ... ... | ૧૧૪ |
| ૮૪ | ભવિજન ધર્મ જિનેશ્વર ગાવે ( કલ્યાણ ) ... | ૧૧૪ |
| ૮૫ | સેવો ભવિજન ધર્મ જિનંદ ( શ્રી રાગ ... | ૧૧૫ |
| ૮૬ | ધર્મનાથ જયકારરી ( આશા ) ... ... | ૧૧૫ |
| ૮૭ | ઐારન દેવાજી ઐારન દેવા ( કાનડા ) ... ... | ૧૧૬ |
| ૮૮ | ધ્યાવોરે ભવી ધર્મનાથ જિન ( પ્રભાતી ) ... | ૧૧૬ |
| ૮૯ | મુનિ સુવ્રત જિન હરિ કુલચંદ ( શ્રી રાગ ) ... | ૧૧૭ |
| ૯૦ | ભવિ નમો જિનેશ્વર દેવા ( ચાલ મહબૂબજાની ) | ૧૧૭ |
| ૯૧ | ભવિ સેવો ભાવે મુનિ સુવ્રત જિનરાય... ... | ૧૧૮ |
| ૯૨ | ભવિ સેવો પાસ જિનંદા ( ચાલ મહબૂબજાની ) | ૧૧૮ |
| ૯૩ | જગવલ્લભ પારસ સ્વામી ( ચાલ મહબૂબજાની ) | ૧૧૯ |
| ૯૪ | રામનગર સોહે પાસ જિનંદા ... ... | ૧૧૯ |
| ૯૫ | ચિંતામણિ મહારાજ આજ તુમ શરણી ... | ૧૨૦ |
| ૯૬ | અરજી પ્રભુસે મોરી ... ... ... | ૧૨૦ |
| ૯૭ | પટીનગર બિચ સોહે ( દાદરા ) ... ... | ૧૨૧ |
| ૯૮ | અશ્વસેન કુલ દિનમણિ સોહે ( કલ્યાણ ) ... | ૧૨૧ |
| ૯૯ | પ્રભુ પારસ ભવજલ પારકારી ... ... | ૧૨૧ |
| ૧૦૦ | શ્રી પંચાસર પાસ જિનંદ .. ... ... | ૧૨૨ |
| ૧૦૧ | પરમાનંદ ધામી . .. .. ... | ૧૨૩ |
| ૧૦૨ | અરનાથ જિન સ્વામીરે ... ... ... | ૧૨૩ |
| ૧૦૩ | મૈં સરણી આયો ... ... ... ... | ૧૨૪ |
| ૧૦૪ | હે પ્રભુ મોહેતાર સ્વામી ... ... ... | ૧૨૪ |
| ૧૦૫ | ટુક દૃષ્ટિ મોપે કીજેરે ... ... ... | ૧૨૫ |
| ૧૦૬ | સેવોજી શુભ ભાવોંસે ... ... ... | ૧૨૫ |
| ૧૦૭ | સેવો ભવિ વાસુ પૂજ્ય જિન ચંદા ( વદંસ ) ... | ૧૨૬ |
| ૧૦૮ | શ્રી સુપાર્શ્વ જિનરાયરી ( આશા ) ... ... | ૧૨૬ |
| ૧૦૯ | શ્રી સુવિધિનાથ મહારાજ ( લાવણી ) ... ... | ૧૨૭ |

| નંબર | નામ | પૃષ્ઠ |
|---|---|---|
| ૧૧૦ | વીર જિનેશ્વર ધ્યાઉં (ભૈરવી) ... ... | ૧૨૮ |
| ૧૧૧ | વિછોરા કિયા જિનતેરા (ગજલ) ... ... | ૧૨૮ |
| ૧૧૨ | સેવો ભવિ વીર જિનંદ જયકારી (વઢંસ) ... | ૧૨૯ |
| ૧૧૩ | ધ્યાવો વીર જિનંદ ભગવાન ... ... ... | ૧૩૦ |
| ૧૧૪ | અગતો પ્રભુજીકા લેલો શરન (ભૈરવી) .. | ૧૩૦ |
| ૧૧૫ | ઉત્તમ પર્યુષણ આયે (મહેબૂબજાની ચાલ) ... | ૧૩૧ |
| ૧૧૬ | ગાવત આજ વધાઇ (પાલના) ... ... | ૧૩૧ |
| ૧૧૭ | સિદ્ધ ચક્ર જગે નામી (ગાડી) ... ... | ૧૩૨ |
| ૧૧૮ | પૂજત શક્રશક્રી (તરાના) ... ... ... | ૧૩૩ |
| ૧૧૯ | પારસ જિન ભવ દધિપાર ઉતાર .. ... | ૧૩૩ |
| ૧૨૦ | સેવો ભવિ વીર જિનરાજા (રેખતા) .. ... | ૧૩૪ |
| ૧૨૧ | શાંતિ જિનેશ્વર સાહિબ મેરા (ચાલ નાટક) ... | ૧૩૪ |
| ૧૨૨ | ઋષભ જિનેશ્વર જગ પરમેશ્વર (ચાલ નાટક) .. | ૧૩૪ |
| ૧૨૩ | શ્રી ચિંતામણિ પાર્શ્વ સ્તવન (ચાલ પનિહારી) | ૧૩૫ |
| ૧૨૪ | શ્રી ધર્મનાથ જિન સ્તવન (ચાલ પનિહારી) ... | ૧૩૫ |
| ૧૨૫ | શ્રી શાંતિનાથ જિન સ્તવન (ચાલ લચ્છી) ... | ૧૩૬ |
| ૧૨૬ | શ્રી અરનાથ જિન સેવો ચરન (ભૈરવી) ... | ૧૩૭ |
| ૧૨૭ | શ્રી અરનાથ જિનંદજીનગર અમૃતસર ... | ૧૩૭ |
| ૧૨૮ | શ્રી સંખેશ્વર પાર્શ્વ જિન સ્તવન .. ... | ૧૩૮ |
| ૧૨૯ | તારંગા તીર્થ સ્તવન ... ... .. | ૧૩૮ |
| ૧૩૦ | શ્રી ભોયણી મંડન સ્તવન . ... ... | ૧૩૯ |
| ૧૩૧ | શ્રી અષ્ટાપદ તીર્થ સ્તવન ... ... ... | ૧૪૦ |
| ૧૩૨ | શ્રી આબૂરાજ તીર્થ સ્તવન ... ... .. | ૧૪૧ |
| ૧૩૩ | ,, (ચાલ ગરબા) ... ... | ૧૪૧ |
| ૧૩૪ | પાંચ તીર્થ સ્તવન ... ... ... ... | ૧૪૨ |
| ૧૩૫ | જિનંદજી આજ દર્શ તુમ પાયા ... ... | ૧૪૩ |
| ૧૩૬ | શ્રી ચિંતામણિ પાર્શ્વ સ્તવન .. ... .. | ૧૪૪ |
| ૧૩૭ | શ્રી સીમંધર જિન સ્તવન | ૧૪૪ |

| નંબર | નામ | પૃષ્ટ |
|---|---|---|
| ૧૩૮ | મુંડાવા પાર્શ્વ જિન સ્તવન ... ... ... | ૧૪૫ |
| ૧૩૯ | શ્રી પાર્શ્વ જિન સ્તવન ... ... ... | ૧૪૬ |
| ૧૪૦ | શ્રી ચંદ્ર પ્રભુ જિન સ્તવન ( ચાલ પણિહારી ... | ૧૪૬ |
| ૧૪૧ | શ્રી જયપુર મંડન સ્તવન ( ચાલ માઢ ) ... | ૧૪૭ |
| ૧૪૨ | આનંદજી સબ જન કે મન ભાયા ... ... | ૧૪૮ |
| ૧૪૩ | શ્રી ખોહા મંડન પાર્શ્વ સ્તવન ... ... | ૧૪૮ |
| ૧૪૪ | ધન ધન વો જગમેં નરનાર ( ચાલ નાટક ) ... | ૧૪૯ |
| ૧૪૫ | પ્રભુ ઉપકારી જગ હિતકારી ( ચાલ નાટક ) ... | ૧૪૯ |
| ૧૪૬ | પ્રભુ પૂજા હૈ પ્યારી ( ચાલ નાટક ) ... ... | ૧૫૦ |
| ૧૪૭ | આહા કૈસા રૂપ બના હૈ ( ચાલ નાટક ) ... | ૧૫૦ |
| ૧૪૮ | પાસ ખરા નજર પરા ( ચાલ નાટક ) ... ... | ૧૫૦ |
| ૧૪૯ | આહા પ્રભુકી સુરત કૈસી ( ચાલ નાટક ) ... | ૧૫૦ |
| ૧૫૦ | શ્રી શાંતિનાથ જિન સ્તવન ... ... ... | ૧૫૧ |
| ૧૫૧ | ગાવોજી ગાવો પ્રભુ પાસ કે ગુણ ( ચાલ નાટક ) | ૧૫૧ |
| ૧૫૨ | કરો દર્શન જિનંદ ( ચાલ નાટક ) ... ... | ૧૫૨ |
| ૧૫૩ | ધન ધન પૂજા કરને વાલે ( ચાલ નાટક ) .. | ૧૫૨ |
| ૧૫૪ | જય જગદીશ્વર જગ પરમેશ્વર ( ચાલ નાટક ) ... | ૧૫૩ |
| ૧૫૫ | શ્રી આદિનાથ જિન સ્તવન ... ... ... | ૧૫૩ |
| ૧૫૬ | શ્રી શાંતિનાથ જિન સ્તવન ... ... ... | ૧૫૪ |
| ૧૫૭ | શ્રી હસ્તિનાપુર તીર્થ સ્તવન ભૈરવી ... ... | ૧૫૪ |
| ૧૫૮ | શ્રી હસ્તિનાપુર સ્તવન આજ વધાઇયાં ( પહાડી ) | ૧૫૫ |
| ૧૫૯ | શ્રી હસ્તિનાપુર સ્તવન આનંદજી જય જયકાર કરાયા | ૧૫૬ |
| ૧૬૦ | શ્રી હસ્તિનાપુર સ્તવન જય બોલો જય બોલો ... | ૧૫૬ |
| ૧૬૧ | શ્રી સુમતિનાથ સ્તવન ( વંઢસ ) ... ... | ૧૫૭ |
| ૧૬૨ | શ્રી શાંતિનાથ જિન સ્તવન ... ... ... | ૧૫૭ |
| ૧૬૩ | શ્રી સિદ્ધ ચક્ર જિન સ્તવન ... ... ... | ૧૫૮ |
| ૧૬૪ | શ્રી વરકાણા પાર્શ્વ જિન સ્તવન ... ... | ૧૫૯ |
| ૧૬૫ | જો જિનકી પૂ કર જાવે ( ભૈરવી ) ... ... | ૧૫૯ |

| નબર | નામ | પૃષ્ટ. |
|---|---|---|
| ૧૬૬ | અરજી તો કર રહા હૂં ... ... ... | ૧૬૦ |
| ૧૬૭ | શ્રી કાવી તીર્થ સ્તવન ... ... ... | ૧૬૦ |
| ૧૬૮ | શ્રી ગંધાર મંડન અમી જરા પાર્શ્વ સ્તવન ... | ૧૬૧ |
| ૧૬૯ | મુનિ સુવ્રત જિન સ્તવન (ભરૂચ તીર્થ) ... | ૧૬૨ |
| ૧૭૦ | ઝગડિયા મંડન ( ચાલ નાટક ) ... ... | ૧૬૩ |
| ૧૭૧ | જિન ભજલે હે પ્યારે ઠુમરી ... ... ... | ૧૬૪ |
| ૧૭૨ | શ્રી શાંતિનાથ જિન સ્તવન ( બલિહારી ૨ ) ... | ૧૬૪ |
| ૧૭૩ | પારદૃશ્વ પરમાતમ પરમેશ્વર ( ધ્રુપદ ) .. ... | ૧૬૪ |
| ૧૭૪ | મોહન મુર્તિ તિહારી ( પદ ) ... ... | ૧૬૫ |
| ૧૭૫ | અથ સ્તુતયઃ ( હેમનગર મંદિર ) ... ... | ૧૬૫ |
| ૧૭૬ | ,, ( પદ્માનંદન પર દુઃખ ભંજન ) ... | ૧૬૫ |
| ૧૭૭ | શ્રી ઋષભદેવ જિન સ્તુતિ ( દેશી–કલ્લાણકંદં ) .. | ૧૬૫ |
| ૧૭૮ | શ્રી શાંતિનાથ સ્તુતિ ( દેશી–સાવણસુદિદિન ) ... | ૧૬૬ |
| ૧૭૯ | શ્રી નેમિનાથ જિનસ્તુતિ ( શિખરણી છંદ ) ... | ૧૬૬ |
| ૧૮૦ | શ્રી પાર્શ્વનાથ જિનસ્તુતિ ( ચાલ—ઋષભચંદ્રાનન ) | ૧૬૭ |
| ૧૮૧ | શ્રી મહાવીર જિન સ્તુતિ ( ચાલ–બોધાગાધં ) ... | ૧૬૮ |
| ૧૮૨ | શ્રી શાશ્વત જિન સ્તુતિ ( ચાલ—પાસજિનંદા ) | ૧૬૮ |
| ૧૮૩ | શ્રી પર્યુષણા પર્વ સ્તુતિ ... ... ... | ૧૬૯ |
| ૧૮૪ | શ્રી તપગચ્છાચાર્ય શ્રી મદ્વિજયાનંદ સૂરિ પૂજાષ્ટક | ૧૭૦ થી ૧૭૪ |
| ૧૮૫ | શ્રી ગુરૂમહારાજ કી આરતી ... ... | ૧૭૪ |
| ૧૮૬ | ,, ... ... ... .. | ૧૭૫ |
| ૧૮૭ | શ્રીતપગચ્છાચાર્ય શ્રીમદ્વિજયાનંદ સૂરિ ચરિત | ૧૭૫ થી ૧૮૮ |
| ૧૮૮ | ગુર્વાવલી સ્તવન .. ... ... ... | ૧૮૯ |
| ૧૮૯ | ગુરૂમહારાજ કી સ્તુતિ ( સઝાયો ) ... ... | ૧૯૦ |
| ૧૯૦ | હરદમચિત્ત લાના ( પહાડ )... ... ... | ૧૯૧ |
| ૧૯૧ | અરીતુમદેખોરીનૈના ( લાવણી ) ... .. | ૧૯૧ |
| ૧૯૨ | ગુરૂ આતમ આનંદ બલિહારી ( લાવણી ) ... | ૧૯૨ |
| ૧૯૩ | હેરીજિયા આતમરામ સમાગયે ... ... | ૧૯૨ |

| નમ્બર | નામ | પૃષ્ટ |
|---|---|---|
| ૧૯૪ | ઐસે ગુરૂ આતમ અનગાર ... ... ... | ૧૯૩ |
| ૧૯૫ | આહોજી આતમ ગુરૂ રાયા .. .. ... | ૧૯૩ |
| ૧૯૬ | મન સિમિરો આતમરાયા ... ... | ૧૯૪ |
| ૧૯૭ | શ્રી ગુરૂ સ્તુતિ ( ચાલ–રાસધારી ) ... ... | ૧૯૫ |
| ૧૯૮ | હેજી તુમ સુનિયોજી આતમરામ .. ... | ૧૯૬ |
| ૧૯૯ | ધન્યરૂપા દેવી માતને .. ... ... | ૧૯૬ |
| ૨૦૦ | આનંદ સૂરિ બલિહારીરે .. ... ... | ૧૯૭ |
| ૨૦૧ | દેખે ગુરૂ જગતારન તરન .. ... ... | ૧૯૭ |
| ૨૦૨ | ગુરૂ આતમ આનંદકાર ... ... .. | ૧૯૭ |
| ૨૦૩ | મોહેતારો સ્વામી આપબરે ગુરૂરાય . .. | ૧૯૮ |
| ૨૦૪ | સિમરોજી મનવચકાય .. ... ... | ૧૯૮ |
| ૨૦૫ | સિમરસિમર ગુરૂ જ્ઞાની ( વિહાગ ) ... .. | ૧૯૯ |
| ૨૦૬ | આતમગુરૂ મહારાજ હુએ જૈન ( દાદરા ) ... | ૧૯૯ |
| ૨૦૭ | આતમગુરૂ હો ગયે જૈન ગગનમેં ( દાદરા ) .. | ૨૦૦ |
| ૨૦૮ | ગુરૂસ્તુતિ ગર્ભીત સપ્તવારા .. ... | ૨૦૧ |
| ૨૦૯ | ગુરૂ આતમ ભવિ સિમરિયે ( દોહા ) .. ... | ૨૦૧ |
| ૨૧૦ | વિજયાનંદસૂરિ ગુણગાનાજી .. ... .. | ૨૦૨ |
| ૨૧૧ | જયગુરૂ જગહિતકારા ... ... ... | ૨૦૨ |
| ૨૧૨ | આનદ અંગ અતિ ઉછરગ ( ચૌપાઇ ) ... | ૨૦૩ |
| ૨૧૩ | આતમાનંદકારી ( હોરી ) ... ... ... | ૨૦૩ |
| ૨૧૪ | સુણ સાહેલી વિજયાનંદ ... ... ... | ૨૦૪ |
| ૨૧૫ | „ મુનિ ગુણમકરંદ ભમરપરે ... ... | ૨૦૫ |
| ૨૧૬ | „ વિજયાનંદસૂરિશ્વર દેશના સારી .. . | ૨૦૫ |
| ૨૧૭ | સાહેલી સાંભલો ગુરૂ વાણી .. ... .. | ૨૦૬ |
| ૨૧૮ | સુણ સાહેલી ગુરૂમુખ વાણી સુખની ખાની ... | ૨૦૬ |
| ૨૧૯ | સજની મોરી પર્વ પજુસણ આવ્યારે ... .. | ૨૦૭ |
| ૨૨૦ | સજની મોરી સૂરિ શ્રી વિજયાનદરે .. .. | ૨૦૮ |
| ૨૨૧ | સજની મોરી દ્રોપ ઉત્પાદન જાણોરે ... ... | ૨૦૯ |
| ૨૨૨ | ગુરૂ વિહાર કરે તે વખતે ગાવાની ગુહલી ... | ૨૧૦ |

| નંબર | નામ | | પૃષ્ટ |
|---|---|---|---|
| ૨૨૩ | જીયા કુછ કરલે કમાઇરે (વૈરાગ્ય પદ) | ... | ૨૧૧ |
| ૨૨૪ | ત્યાગો ત્યાગો વિષયભવી પ્રાની. ,, | ... | ૨૧૨ |
| ૨૨૫ | સુનો સુનો ભવિ ચિત્તલાઇ ,, | ... | ૨૧૩ |
| ૨૨૬ | ભવિજાગ તું ગઇ રાતરે ,, | ... | ૨૧૩ |
| ૨૨૭ | નગર નરભવ પાયકે ,, | ... | ૨૧૪ |
| ૨૨૮ | વિષયન સંગલિપટાયકે ,, | ... | ૨૧૫ |
| ૨૨૯ | હોરી ખેલોરે ભવિક ,, | ... | ૨૧૫ |
| ૨૩૦ | પૂરવ પુણ્ય ઉદય કરી ચેતન ,, | ... | ૨૧૬ |
| ૨૩૧ | કરલે દેવ પિછાન ભૂલના ,, | ... | ૨૧૭ |
| ૨૩૨ | ઐસે સદગુરૂસેવ ભૂલના ,, | ... | ૨૧૭ |
| ૨૩૩ | કરલે ધર્મ સું ખ્યાલ ભૂલના ,, | ... | ૨૧૮ |
| ૨૩૪ | કરતા નહીં જીનકા ભજન ,, | ... | ૨૧૮ |
| ૨૩૫ | કરતા નહીં કુછ શોચ અબ ,, | ... | ૨૧૯ |
| ૨૩૬ | વીરજીન સેવા ભવપાર કરી ,, | ... | ૨૧૯ |
| ૨૩૭ | સાત વ્યસનનાં સાત પદ ... | ... | ૨૦૦ થી ૨૨૪ |
| ૨૩૮ | બારાં માસ લાવણીની ચાલમાં ... | ... | ૨૨૪ |
| ૨૩૯ | બારાંમાસ ( પાયેજી કલિયુગમેં દેશી ) | ... | ૨૨૭ |
| ૨૪૦ | ધર્મ શ્રી જૈનકી જય જય ... ... | ... | ૨૨૮ |
| ૨૪૧ | જીનશાસનપુર શોભતું ભરથરી દેશી. ... | ... | ૨૨૯ |
| ૨૪૨ | સમજ સમજ મન જીવતું ,, ... | ... | ૨૩૦ |
| ૨૪૩ | દુર્ગતિ પડતાં જીવની ,, ... | ... | ૨૩૧ |
| ૨૪૪ | વાણી જીનવર અમૃત ઘૂંટ ... ... | ... | ૨૩૩ |
| ૨૪૫ | જસ મનમેં પ્રભુ કી આણ ... ... | ... | ૨૩૩ |
| ૨૪૬ | શ્રાવકની કરણી સઝાય ... ... | ... | ૨૩૪ |
| ૨૪૭ | માણિભદ્રની સ્તુતિ ... ... | ... | ૨૩૮ |
| ૨૪૮ | શ્રી શાંતિનાથ સ્તવન ( મીયાગામ ) ... | ... | ૨૩૮ |

# સૂચના.

મહેરબાની કરી શુધ્ધા શુધ્ધ પત્રક જોઇ શુદ્ધ કરીને વાંચશો.

દ. શા. ખી. દી.

# શુધ્ધા શુદ્ધ પત્રક.



| અશુદ્ધ. | શુદ્ધ. | પૃષ્ઠ. | પંક્તિ. |
|---|---|---|---|
| પૂજા | પૂજાં | ૨ | ૨૫ |
| પરમપુરૂષાય | પરમપુરૂષાયપરમેશ્વરાય | ૨ | ૨૮ |
| શાસ્ર | શાસ્ત્ર | ૪ | ૪ |
| વસ્ર | વસ્ત્ર | ૮ | ૭ |
| નિષેવિતામ્ | નિષેવિતાનામ્ | ૮ | ૧૭ |
| પત્રિકા | પુત્રિકા | ૮ | ૨૮ |
| વેદ્ય | નૈવેદ્ય | ૧૪ | ૧૯ |
| પાયા | પાય | ૧૫ | ૬ |
| અશનીર | અશરીર | ૧૫ | ૧૬ |
| હિભદ્ર | હરિભદ્ર | ૧૭ | ૯ |
| દીજે | રીજે | ૧૮ | ૧૦ |
| કુદ | કુંદ | ૨૦ | ૧૪ |
| મડિત | મંડિત | ૨૭ | ૨૬ |
| નમનમેં | મનમેં | ૩૧ | ૨૮ |
| પાવો | પાવે | ૩૬ | ૨ |
| લખરે | ફૂલખરે | ૩૭ | ૧૩ |
| થૈં | થીં | ૪૧ | ૮ |
| કર્મસદન | કર્મસુદન | ૪૨ | ૧૧ |
| ઇંદુરૂષિ | ઇંદુઋષિ | ૪૩ | ૬ |
| ભપતિ | ભૂપતિ | ૪૭ | ૩ |

| અશુદ્ધ. | શુદ્ધ. | પૃષ્ઠ. | પંક્તિ. |
|---|---|---|---|
| સિદ્ધ | સિદ્ધિ | ૪૭ | ૩ |
| જમન | જનમ | ૪૭ | ૭ |
| ચૌમાસા | ચૌમાસ | ૪૯ | ૨ |
| અદિ | આદિ | ૪૯ | ૮ |
| ધુ | ઘુ | ૪૯ | ૧૧ |
| ધાર | ધારા | ૪૯ | ૧૩ |
| બૃધ્ધ | શુદ્ધ | ૫૦ | ૧૩ |
| જીનદ | જીનંદ | ૫૧ | ૧૧ |
| ભતિક | ભક્તિ | ૫૧ | ૧૬ |
| ભડાર | ભંડાર | ૫૧ | ૧૯ |
| ભા | ભી | ૫૨ | ૮ |
| અષ્ટાતર | અષ્ટોત્તર | ૫૨ | ૯ |
| ચિધ્ધન | ચિદઘન | ૫૬ | ૧૨ |
| ગૃહસ્વ | ગૃહસ્થ | ૫૭ | ૬ |
| નાસે | નસે | ૫૮ | ૧૭ |
| શુદ્ધતત્વિ | સુદ્ધિતત્વ | ૫૯ | ૭ |
| ભૃંગ | શૃંગ | ૬૦ | ૧૯ |
| કદળ | કંદર્પ | ૬૧ | ૨૨ |
| રગ | રંગ | ૬૨ | ૧૭ |
| ફૂલ | ફૂલ | ૬૨ | ૨૫ |
| વેશડ | વેણુ | ૬૫ | ૧૨ |
| નાચ્ર કરે | નાટક કરે | ૬૬ | ૨ |
| જીર | જીન | ૬૭ | ૧ |
| ષષ્ટા | ષષ્ઠી | ૬૭ | ૨ |
| તરણું | તરણુ | ૬૭ | ૨ |
| હુશવારી | હુશયારી | ૬૮ | ૨ |
| ઝુડા | ઝુડા | ૬૯ | ૨૭ |
| [illegible] | ઝટ | ૭૦ | ૨૪ |
| વાર | બાર | ૭૧ | ૧ |

| અશુદ્ધ. | શુદ્ધ. | પૃષ્ઠ. | પંક્તિ. |
|---|---|---|---|
| ઉર | દૂર | ૭૧ | ૧૦ |
| નૈના | નૈયા | ૭૧ | ૧૩ |
| કુન્થુ | કુંથુ | ૭૨ | ૧૮ |
| વિરૂધ્ધ | વિરૂદ્દ | ૮૨ | ૨૧ |
| પ્રભુજો | પ્રભુજી | ૮૪ | ૯ |
| ખેમલનાથ | વિમલનાથ | ૮૫ | ૧૪ |
| નાહા | નાહુ | ૮૫ | ૨૦ |
| વાસી | વામી | ૮૭ | ૪ |
| અંતમ | આતમ | ૮૭ | ૨૩ |
| સંજન | સંજમ | ૯૧ | ૨૨ |
| શાષ્ય | શિષ્ય | ૯૪ | ૮ |
| સુહકર | સુહંકર | ૯૮ | ૨૫ |
| પાંસઠ | છાસઠ | ૯૯ | ૨૪ |
| જાસુલ | જાસૂદ | ૧૦૬ | ૧૦ |
| દરે | દેર | ૧૦૬ | ૧૯ |
| ચાયો | પાયો | ૧૦૬ | ૨૦ |
| આનદ | આનંદ | ૧૦૯ | ૨૨ |
| દિનસે | દિવસે | ૧૨૬ | ૭ |
| ચતુવિધ | ચતુર્વિધ | ૧૩૦ | ૭ |
| પદરસ | પંદરસ | ૧૩૦ | ૧૯ |
| આમર | અમાર | ૧૩૪ | ૧૯ |
| વદનને | વંદનને | ૧૪૦ | ૧૧ |
| કદજી | કંદજી | ૧૪૩ | ૧૯ |
| અમદજી | અમંદજી | ૧૪૩ | ૨૧ |
| શાસ્ર | શાસ્ત્ર | ૧૪૯ | ૯ |
| ” | ” | ” | ૧૧ |
| ” | ” | ૧૫૦ | ૨ |
| જીનકોસૂજા | જીનકોએસૂજા | ૧૫૨ | ૨૨ |
| મુતિ | મૂર્તિ | ૧૫૩ | ૬ |

| અશુદ્ધ. | શુદ્ધ. | પૃષ્ઠ. | પંક્તિ. |
|---|---|---|---|
| ભાગે, | ભારે, | ૧૫૩ | ૧૬ |
| ગેહુગે | ગેહુરો | ૧૫૩ | ૧૮ |
| જગ | ૦ | ૧૫૪ | ૭ |
| શાંતિ કરતારી, | શાંતિજગકરતારી, | ૧૫૪ | ૭ |
| પકરે | પકરો | ૧૫૪ | ૯ |
| ચંપાચાર | પંચાચાર | ૧૫૮ | ૧૧ |
| અરાધી | અપરાધી | ૧૫૯ | ૭ |
| સગ | સંગ | ૧૫૯ | ૧૪ |
| પજક | પૂજક | ૧૫૯ | ૨૧ |
| ચુંગલ | ચુગલ | ૧૬૦ | ૨૦ |
| પોડપ | પોડશ | ૧૬૧ | ૭ |
| નીતિ | ભીતિ | ૧૬૧ | ૧૪ |
| દરાપુરા, | 'દરાપુર, | ૧૬૧ | ૨૨ |
| સોંવરિયા | સાંવરિયા | ૧૬૪ | ૪ |
| હારા | હાર। | ૧૬૫ | ૩ |
| નિધિકરૂણા | ૦ | ૧૬૫ | ૬ |
| મેહન | મોહન | ૧૬૫ | ૭ |
| ધીરા | ધીરો | ૧૬૫ | ૨૧ |
| વિ | પિ | ૧૬૯ | ૧૨ |
| ચ્યતિ | મતિ | ૧૬૯ | ૧૮ |
| કદલિ | કદલ | ૧૭૨ | ૩ |
| વિરૂઢ | વિરૂદ | ૧૭૫ | ૩ |
| ભડારે | ભંડારે | ૧૭૫ | ૪ |
| કુમનિ | કુમતિ | ૧૭૫ | ૫ |
| સન્દર | સુંદર | ૧૮૬ | ૧૭ |
| અહિમો | અહિયો | ૧૯૬ | ૧૭ |
| ઉચ્ચલ | ઉજ્જ્વલ | ૧૯૬ | ૨૬ |
| સોલ | સોલાં | ૧૯૭ | ૧૪ |
| દુગ્ય | દુગ્ગો | ૨૦૦ | ૧૭ |

| અશુદ્ધ. | શુદ્ધ. | પૃષ્ઠ. | પંક્તિ. |
|---|---|---|---|
| તરણુ ધારણુ | તારણુતરણુ | ૨૦૨ | ૧૧ |
| વિધિ | વિધ | ૨૦૫ | ૧૨ |
| શ્રદ્ધશુધ્ધો | શ્રધ્ધાશુદ્ધ | ૨૦૭ | ૧ |
| પચકુખાણુ | પચખાણુ | ૨૦૭ | ૧ |
| ઉલ્લાસસેરે | ઉલ્લાસેરે | ૨૦૭ | ૨૪ |
| ાનમિત્ત | નિમિત્ત | ૨૦૮ | ૨૩ |
| હેદે | હેવે | ૨૦૯ | ૨૫ |
| બંધવધન | વધબંધન | ૨૧૨ | ૨૪ |
| સછમન | લછમણુ | ૨૧૩ | ૧૧ |
| વાદર | બાદર | ૨૧૬ | ૩ |
| ચેચન | ચેતન | ૨૧૬ | ૫ |
| પરંત | પરં | ૨૨૨ | ૯ |
| ચતુર્વીધિ | ચતુર્વિધ | ૨૨૯ | ૫ |
| આશીંવાદ | આશીર્વાદ | ૨૩૩ | ૨૪ |
| શ્રીજન | શ્રીજિન | ૨૩૭ | ૧૭ |

ॐ श्रीवीतरागायनमः

# અથપંચકલ્યાણકપૂજાપ્રારભ્યતે

( ૧ )

## ચ્યવનકલ્યાણકે પ્રથમા પુષ્પપૂજા ।

॥ દોહા ॥

ચિંતામણિપારસ પ્રભુ, સુરતરૂ સમ અવદાત ।
પુરિસાદાણી જગતમેં, ષટ દર્શન વિખ્યાત ॥ ૧ ॥
પ્રાણી આરે પાંચમે, સિમરે ઉઠી પ્રભાત ।
મન વંછિત પૂરણ કરે, દુઃખ દોહગ નસ જાત । ૨ ॥
અવસરપિણી તેઈ સમે, પાર્શ્વનાથ ભગવંત ।
તસ ગણધર પદ પાયકે, હોગા શિવ વધુકંત । ૩ ॥
દામોદર જિનસે સુની, નિજ આતમ ઉદ્ધાર ।
તબ આષાઢી શ્રાવકે, મુર્તી બનાઇ સાર ॥ ૪ ॥
અંજન શિલાકા કરાયકે, સુવિહિત આચારજ પાસ ।
પાંચ કલ્યાણક ભાવ સે, કરી ઓચ્છવ ફલી આસ । ૫ ॥
સિદ્ધ સ્વરૂપસુ રમણકો, નૂતન પડીમા સાર ।
થાપી પાંચ કલ્યાણકેં, પૂજે ધન નર નાર ॥ ૬ ॥
કલ્યાણક ઓચ્છવ કરી, સુર ગણ આનંદ કાજ ।
જા નંદીશ્વર પૂજતે, શાશ્વત શ્રીજીનરાજ ॥ ૭ ॥
કલ્યાણક પૂજન સહિત, રચના કરસું તેમ ।
દુર્જન વિષધર હાલસી, સજજન મન અતિ પ્રેમ ॥ ૮ ॥
કુસુમ ફલ અક્ષત સહી, જલ ચંદન મનોહાર ।
ધૂપ દીપ નૈવેદ્ય સેં પૂજા અષ્ટ પ્રકાર ॥ ૯ ॥

॥ ભૈરવી ॥

( ચાલ—અબ તો પ્રભુજીકા લેલો સરન )

પૂજા પ્રભુકી ભવસિંધુ તરી–પૂજા૦ અંચલી ।

ઝગમગ ઝગમગ વેદી સોહે, પ્રભુ પારસ તિહાં થાપી કરી । પૂજા૦ ૧ ।
રતન રકેબી નરનારી લેઇ, પાંચ વર્ણ કે ફૂલોં ભરી । પૂજા૦ । ૨ ।
તીર્થંકર શુભનામ કરમબંધ, કનક બાહુકે ભવમેં ધરી । પુજા૦ ૩ ।
દશમેં દેવલોક મેં પહુંચે, સકલ દેવસે તેજીખરી । પુજા૦ । ૪ ।
વીસ સાગર ઉત્કૃષ્ટા આયુ, સુખ વિલસે દુઃખ નામ ટરી । પૂજા૦ । ૫ ।
પાંચ કલ્યાણક શ્રીજીનવરકે, ઓચ્છવ કરે સુર સંગ ચરી । પૂજા૦ । ૬ ।
અગ્રેસરી હો શાશ્વત જીનકી, કરે પૂજા તન મનકો હરી । પૂજા૦ । ૭ ।
આતમ આનંદ પ્રભુ પૂજાસે, જગ વલ્લભ પદ વીર વરી । પુજા૦ । ૮ ।

## દોહા.

ચ્યવન ચિન્હ જિન સમયમેં, કહે દેવકે અનેક ।
શ્રીજિનવરકે જીવકો, ઉનમેં સે નહીં એક ॥

## સોહની ॥

( ચાલ—ભક્તિસે મુક્તિ પાવોગે )

નંદીશ્વરતીરથ જાવેજી, જાવેજી શુભ ભાવેજી । નં૦ અંચલી
મુગતિપુરી મારગમેં શીતલ, છાયા તીરથ થાવેજી । નં૦ ૧
ગંગાજલ આદિ શુભજલસે, જિનવરકો નવરાવેજી । નં૦ ૨
સુકૃત તરૂ સીંચી બહુ ભવિજન, શાશ્વતશિવસુખપાવેજી નં૦૩
કાશીદેશ બનારસ નગરી, અશ્વસેન નૃપ ઠાવેજી । નં૦ ૪
સતીશિરોમણિવામારાણી, જીનમત જસમનભાવેજી । નં૦ ૫
તસ ઘર સુર જીનવરકા ચેતન, બાલકરૂપેંઆવેજી । નં૦ ૬
આતમઆનંદ હર્ષ વધાઈ, વલ્લભ વીર કી ગાવેજી । નં૦ ૭

## કાવ્ય

તીર્થંકરાણાં જગદુત્તમાનાં ।
સુરાસુરાધીશનિષેવિતાનામ્ ।
કલ્યાણકાનાં પ્રકરોમિ પૂજા ।
નિજાત્મસિધ્ધ્યૈ શિવદા ભવેત્સા । ૧

## મંત્ર.

ૐ હ્રીઁ શ્રીઁ પરમપુરૂષાય જન્મજરામૃત્યુનિવા-
રણાય શ્રીમતે જીનેંદ્રાયપુષ્પાણિયજામહેસ્વાહા । ઇતિ

( ૨ )

# અથચ્યવનકલ્યાણકે દ્વિતીયાફલપૂજા

## દોહા

ચૈતર વદિ દિન ચૌથકો, સંપૂરણ સુર આય ।
વામા માતા ઉદરમેં, અવતરિયા જીનરાય ।। ૧
સુપન ચતુર્દશ તિણ સમય, માતા દેખે સાર ।
સુખશય્યા વિસરામસે, નિજગૃહ રજની મઝાર ।। ૨

( ચાલ—પણિહારી કી–દેશી—મારવાડકી )

ફૂલ્યો માસ વસંતકો મ્હારા વાલ્હાજી, રાયણને સહકાર વાલ્હાજી ।
કેતકી જાઈ માલતી મ્હારા, ભ્રમર કરે ઝંકાર વાલ્હાજી ॥ ૧ ॥
કોયલ મદભર બોલતી મ્હારા, બૈઠી આંબા ડાલ વાલ્હાજી ।
હંસ યુગલ જલ ખેલતે મ્હારા, વિમલ સરોવર પાલ વાલ્હાજી ॥ ૨ ॥
મંદ પવનકી લહરમેં મ્હારા, માતા સુપન નિહાલ વાલ્હાજી ।
સુખદાયક સબ જીવકો મ્હારા, પ્રસરે સુજસ વિસાલ વાલ્હાજી ॥ ૩ ॥
દેખા પ્રથમ ગજ ઉજ્જલા મ્હારા, દૂજે વૃષભ ગુણવંત વાલ્હાજી ।
તીજે સિંહજ કેસરી મ્હારા, ચૌથે શ્રીદેવીમહંત વાલ્હાજી ॥ ૪
પુષ્પમાલ શુભ પાંચમે મ્હારા, છઠે ચંદ્ર મનોહાર વાલ્હાજી ।
સપ્તમ તરણિ દીપતો મ્હારા, અષ્ટમ ધ્વજ પટ સાર વાલ્હાજી ॥ ૫ ॥
કુંભ કલશ નવમેં ભલો મ્હારા, દશમેં પદમસર જાન વાલ્હાજી ।
ખીર સમુદ્ર એકાદશે મ્હારા, બારમેં દેવ વિમાન વાલ્હાજી ॥ ૬ ॥
રત્ન રાશિ શુભ તેરમેં મ્હારા, ચૌદમેં અગ્નિ વખાન વાલ્હાજી ।
વીર વચન સુખ કારિયા મ્હારા, આતમ વલ્લભ માન વાલ્હાજી ॥ ૭ ॥

## ॥ દોહા ॥

ઊતરતે આકાશસે, વદન પ્રવેશ કરંત ।
દેખી માતા જાગિયા, આનંદકા નહીં અંત ॥ ૧ ॥

## લાવણી ।

( ચાલ—પાર્વતીકા પતિ )

ચ્યવન કલ્યાણક ઓચ્છવ કરકે, ભવિજનને સુખ પાયારે ।
જૈનશાસ્ત્રમેં પાંચ પ્રકારકા, શુભ ફૂલ હૈ ફરમાયા રે ॥ અંચલી
અવધિ જ્ઞાનસે દેખી શચીપતિ, મનમેં અતિ હર્ષાયા રે ।
શક્રસ્તવ કરી વાંદે પ્રભુકો, અર્ધ નમાકર કાયારે ચ્ય૦ ॥ ૧ ॥
અપના કર્તવ્ય જાની મઘવા, નગર બનારસ આયારે ।
ચઉદહ સુપનકા અર્થ સુનાકર, નમે જિનેસર માયારે ॥ ચ્ય૦ ॥ ૨ ॥
રત્ન કૂખ ધારિણી સુન માતા, ત્રિભુન રાજ તૈં પાયા રે ।
ઓચ્છવ કારણ શ્રીજિનવરકે, ચ્યવન કલ્યાણક આયારે ॥ ચ્ય૦ ॥ ૩ ॥
નંદીસર મિલ કરકે ચઉસઠ, ઇંદ્ર મહોચ્છવ ઠાયા રે ।
ચાર પ્રકાર કે દેવી દેવતા, પ્રભુ ભક્તિ ચિત્ત લાયા રે ॥ ચ્ય૦ ॥ ૪ ॥
વિધિ સે પ્રભુ કા પુજન કરકે, કર નાટક ગુણ ગાયા રે ।
જય જયકાર કરી નિજ સદને સુરવર ગયે મન ભાયા રે ॥ ચ્ય૦ ॥ ૫ ॥
આતમ આનંદ કારણ સમકિત, ઇસ વિધ સુર ચમકાયા રે
પ્રભુ પૂજા વિન વલ્લભ નહીં શુભ, વિર વીજયને ગાયા રે ॥ ચ્ય૦
॥ ૬ ॥ ઇતિ ॥

## કાવ્ય ।

તીર્થંકરાણાં જગદુત્તમાનાં ।
સુરાસુરાધીશનિષેવિતાનામ્ ॥
કલ્યાણકાનાં પ્રકરોમિ પૂજાં ।
નિજાત્મસિધ્ધ્યૈ શિવદા ભવેત્સા ॥ ૧ ॥

## મંત્ર ।

ૐ હ્રીઁ શ્રીઁ પરમ પુરૂષાય જન્મજરામૃત્યુનિવારણાય શ્રીમતે જિનેંદ્રાય ફૂલાનિ યજામહે સ્વાહા ॥

॥ ઇતિ ॥

( ૩ )

# અથ જન્મકલ્યાણકે તૃતીયા અક્ષત પૂજા

## દોહા ।

સુપન પાઠક બોલાવિયા, રવિ ઉદયે ઘર ભૂપ ।
સુન ફલ સુપન વિદા કિયે, દેઈ દાન અનુરૂપ ॥ ૧ ॥
તીન જ્ઞાન સું ઉપને, તેવીસમે અરિહંત ।
વામા ઉર સર હંસલો, દિન દિન વૃદ્ધિ લહંત ॥ ૨ ॥
ભૂપતિ પૂરે દોહલા, સહિયાં વૃંદ સમેત ।
પ્રભુ પૂજે અક્ષત ધરી, ચામર પંખા લેત । ૩ ॥

( ચાલ—તુમ ચિદ્દઘન ચંદ આનંદ લાલ તોરે દર્શન )

પ્રભુ પારસનાથ જિનંદચંદ ।
તોરે જનમતણી બલિહારી, નાથતોરે૦ અંચલી ॥
લીલ વિલાસે પુરણ માસે, દશમી પોષ વદિ સારી—નાથ૦ ॥ ૧ ॥
વનવાસી પશુ પંખી પ્રાણી ઉનકો સુખ સમ કારી—નાથ૦ ॥ ૨ ॥
દીણ રજની ઘર ઘરમેં ઓચ્છવ, જગમેં સુખી નર નારી—નાથ૦ ॥૩॥
ઉત્તમ ગ્રહ વિશાખા જોગે, જનમે પ્રભુ જયકારી—નાથ૦ ॥ ૪ ॥
સાતોં નરકમેં ચાંદના હોયા, થાવર કો સુખકારી—નાથ૦ ॥ ૫ ॥
માત નમી આઠોં દિકકુમરી, અધોલોક વસનારી—નાથ૦ ॥ ૬ ॥
સૂતી ઘર ઇશાને કરતી, યોજન અશુચિ ટારી—નાથ૦ ॥ ૭ ॥
આતમ લક્ષ્મી શિવ સાધન કો, વલ્લભ વીર વિચારી—નાથ૦ ॥ ૮ ॥

## દોહા.

કુમરી અઠ ઉર્દ્ધ લોકકી, વરસાવે જલફૂલ ।
આતમ નિર્મલ નિજ કરે, મિટે જન્મ કી ભૂલ ॥૧ ॥

## ઠુમરી ।

( ચાલ—ગિરનારી કી પહાડી પર કૈસે ગુજરી )

કરે ઓચ્છવ મિલ કુમરી સારી—અંચલી ॥
પર્વરૂચક અઠ દર્પણ ધરતી, દક્ષિણ કી અઠ કલશધારી—કરે૦ ॥ ૧ ॥

પંખા ધરતી અઠ પશ્ચિમકી, આઠ ઉત્તર ચામર ધારી–કરે૦॥ ૨ ॥
દીપ ધરંતી ચાર વિદિશિકી, રૂચક દીપ દેવી ચારી–કરે૦ ॥ ૩ ॥
કેલિઘર કરકે તિગ ઉત્તમ, મર્દન સ્નાન અલંકારી–કરે૦ ॥ ૪ ॥
રક્ષા પોટલી બાંધકે દોનોં, મેલે નિજ ગૃહશ્રૃંગારી–કરે૦ ॥ ૫ ॥
પ્રભુમાતા તૂં જગતકી માતા, જગ દીપક કી ધરનારી–કરે૦ ॥ ૬ ॥
માતા તુઝ નંદન બહુ જીવો, ઉત્તમ જીવકે ઉપકારી–કરે૦ ॥ ૭ ॥
છપ્પનદિકકુમરી ગુણગાતી, વીર વચન કે અનુસારી–કરે૦ ॥ ૮ ॥
આતમ આનંદ હર્ષ ધરંતી, વલ્લભ પ્રભુ કી બલિહારી–કરે૦ ॥ ૯ ॥

## કાવ્ય.

તીર્થંકરાણાં જગદુત્તમાનાં
સુરાસુરાધીશ નિષેવિતાનામ્ ॥
કલ્યાણકાનાં પ્રકરોમિ પૂજાં ।
નિજાત્મસિદ્ધ્યૈ શિવદા ભવેત્સા ॥ ૧ ॥

## મંત્રઃ

ૐ હ્રીં શ્રીં પરમ પુરૂષાય જન્મજરામૃત્યુનિવારણાય
શ્રીમતે જિનેંદ્રાય અક્ષતાન્ યજામહે સ્વાહા.

॥ ઇતિ ॥

(૪)

# અથ જન્મકલ્યાણકે ચતુર્થી જલપૂજા

॥ દોહા ॥

સોહમપતિ આસન ચલ્યો, રચી વિમાન વિશાલ
પ્રભુ જન્મોચ્છવ કારણે આવંતા તત્કાલ ॥ ૧ ॥

પહાડી ॥

( ચાલ૦–મહારાજા કવડીયા ખોલ )

મિલ દેવ દેવી પરીવાર, જિન જન્મ ઓચ્છવ કરે–અંચલી ॥
શક્ર સુઘોષા ઘંટા બજાવે । દેવ દેવી સબ મિલ કર આવે ।

પાલક્ક સુર વિમાનં બનાવે । પાલક નામ પ્રચાર–જિન૦ ॥ ૧ ॥
પાર્શ્વપ્રભુ મુખકમલકો જોવા । ભવભવ કે નિજ પાતક ખોવા ।
સુર નિજ નિજ ગણુ પાવન હોવા મુખ બોલે જયકાર–જિન૦ ॥ ૨ ॥
સિંહાસન બૈઠા હરિ ખલિયા । દેવ દેવી ગણુ સું પરિવરિયા ।
નારી મિત્ર પ્રેરયા કેઇ ચલિયા કેઇ નિજ ભાવ વિચાર–જિન૦ ॥ ૩ ।
કેઇ હુકમ કેઇ ભક્તિ ભાવે । મુખ્ય ધરમ નિજ મનમેં મનાવે ॥
કેઇક કૌતુક જોવા આવે । ફલ ભાવોં અનુસાર–જિન૦ ॥ ૪ ॥
હય કાસર હરિ નાગ નિર્વાસા । ગરૂડ છાગ ચિત્રાપર વાસા ।
વાહન નેક વિમાન આકાસા સંકીરણુ ઉપચાર–જિન૦ ॥ ૫ ॥
કોઇ બોલે વહાં બોલ કરારા । સાંકડા ભાઇ એ પર્વદહારા ।
ઇમ વરજે કેઇ જ્ઞાન વિચારા । આનંદ મંગળાચાર જિન૦ ॥ ૬ ॥
આએ બનારસ સર્વે આનંદે । જીનવર જનની કો હરિવંદે ।
આતમ ચિદઘન શિવસુખકંદે । વલ્લભ વિર આધાર–જિન૦ ॥ ૭ ॥

## દોહા.

પાંચ રૂપ હરિ નિજ કરી, પ્રભુ ગ્રહી નિજહાથ ।
એક રૂપ છત્તર કરે, મસ્તક શ્રી જગનાથ ॥ ૧ ॥
દો પાસે ચામર કરે, દો રૂપેં સુરરાજ ।
વજ્ર લઇ આગે ચલે, સર્વ શ્રેય કે કાજ ॥ ૨ ॥

( ચાલ–તન મન ધન બિન પૂન ડસ લેગી પરનારી નાગની )

તન મન ધન સુખ સંપત કરની પ્રભુપૂજા હે ખરી । અંચલી
અહો દુખહારી સુખકારી પ્રભુ કી પૂજા હે ખરી ।
મિટે જનમ મરન કા રોગ પ્રભુ કી પૂજા હે ખરી ॥ ૧ ॥
ધન ધન જગ વો નર નાર કરે પ્રભુ પૂજા જો ખરી
ભવ ભવ સુખ સંપત ફલ પાવે પ્રભુ પૂજા હે ખરી । ૨॥
હિત સુખ અરૂ જોગ કહે ફલ મુગતી પૂજા સે ખરી ।
ભવ ભવમેં સાથ ચલે ફલ પૂજા પૂજા હૈ ખરી ॥ ૩ ॥
ચઉસઠ ઇંદર સુરગિરિ મિલ કરતે પૂજા હૈ ખરી ।
ખીરોદક ગંગાપાણી નિર્મલ પૂજા હૈ ખરી ॥ ૪ ॥

અઠજાતિ કલશે ભરકે પ્રભુ કી પૂજા હૈ ખરી ।
અભિષેક અઢાઇ સો કરતે પ્રભુ પૂજા હૈ ખરી ॥ ૫ ॥
આરતી મંગલ દીવા ચંદન સે પૂજા હૈ ખરી ।
ફુલેં પૂજે બાજીંતર બાજે પૂજા હૈ ખરી ॥ ૬ ॥
અઠ મંગલ આદિ ઓચ્છવ કરતે પૂજા હૈ ખરી ।
જા માતા પાસે પ્રભુ કો ધરતે પૂજા હૈ ખરી ॥ ૭ ॥
કુંડલ યુગ વસ્ર દડો ગેડી પ્રભુ પૂજા હૈ ખરી ।
દ્વાત્રિંશત્ કોટી રત્ન વરસિયા પૂજા હૈ ખરી ॥ ૮ ॥
પ્રભુ માતા સે ધરે ખેદ પ્રભુ કી પૂજા હૈ ખરી ।
તસ મસ્તક થાસે છેદ પ્રભુકી પૂજા હૈ ખરી ॥ ૯ ॥
અંગુષ્ઠામૃત નંદીસર ઓચ્છવ પૂજા હૈ ખરી ।
કરે રાજા વધાઇ ઓચ્છવ દશ દિન પૂજા હૈ ખરી ॥ ૧૦ ॥
પ્રભુ પારસ નામ અનુપમ વલ્લભ પૂજા હૈ ખરી ।
આતમ શિવસાધન વીર કહે પ્રભુ પૂજા હૈ ખરી ॥ ૧૧ ॥

॥ કાવ્યમ ॥

તીર્થંકરાણાં જગદુત્તમાનાં ।
સુરાસુરાધીશનિષેવિતામ્ ॥
કલ્યાણકાનાં પ્રકરોમી પૂજાં ।
નિજાંત્માસદ્ધ્યૈ શિવદા ભવેત્સા ॥ ૧ ॥

મંત્રઃ ।

ૐ હ્રીં શ્રીં પરમપુરૂષાય જન્મજરામૃત્યુનિવારણાય શ્રીમતે જિનેંદ્રાય જલં યજામહે સ્વાહા ॥ ઇતિ

૫

## અથજન્મકલ્યાણકે પંચમી ચંદન પૂજા ।

દોહા ।

અમૃત પાનસે ઉછરે, શ્રીશ્રીપાર્શ્વકુમાર ।
અહિલંછન નવકરતનુ, વરતે અતિશય ચાર ॥ ૧ ॥
યોવન વય પામે થકે, માત પિતા ધરી નેહ ।
પરિણાવે નૃપ પુત્રિકા, પ્રભાવતી ગુણ ગેહ ॥ ૨ ॥

ચંદન ઘસી ઘનસારસે, નિજઘર ચૈત્યવિશાલ ।
પૂજોપગરણુ મેલકે, પૂજે જગત દયાલ ॥ ૩ ॥

( ચાલ–સભમેં જ્ઞાનવંત વડવીર )

**શ્રીશ્રીપાર્શ્વનાથ ભગવાન । પ્રભુ હૈ સર્વ ગુણોંકી ખાન ।**
**શ્રી૦ ॥ અંચલી ॥**

એક દિન ક્રીડાકર પ્રભુ પૈઠે । અપને મહલમેં સુખસે બૈઠે ।
કરતે નગર તની પૈછાન । શ્રી૦ ॥ ૧ ॥
દેખે લોક નગરકે જાતે । પૂજો પગરણુ આનંદ થાતે ।
લેકર કે સંગમેં ખાન પાન । શ્રી૦ ॥ ૨ ॥
પૂછા પ્રભુને ઉત્તર મલીયા । તાપસ વંદનકો સબ ચલીયા ।
ઊઠી લોક સવેરે જાન । શ્રી૦ ॥ ૩ ॥
યોગી કમઠ તપસ્યા ધરતા । અગ્નિ પંચકી સેવા કરતા ।
મનમેં તપસી કે અતિમાન । શ્રી૦ ॥ ૪ ॥
પાસકુમર દેખન કો જાવે । તપસી પાસ પ્રભુ ચલ આવે ।
દેખે તબ જીન અવધિજ્ઞાન । શ્રી૦ ॥ ૫ ॥
કહેપ્રભુ સુનતાપસ સુખકારણુ । તેરા જાપ યોગ નહીં તારણુ ।
અગ્નિ બીચ જલે અજ્ઞાન । શ્રી૦ ॥ ૬ ॥
કહે સુન રાજકુમર તુમ જાનો । અશ્વ ખિલાના યોગ ન માનો ।
યોગી કા હૈ દૂર મકાન । શ્રી૦ ॥ ૭ ॥
તુઝકો કિસને યોગ ધરાયા । કેવલ કષ્ટ શરીર બતાયા ।
કીના નહી ધર્મ ઓલખાન । શ્રી૦ ॥ ૮ ॥
આતમ આનંદ લક્ષ્મી દાતા । ધર્મ તના પ્રભુ પાર્શ્વ જ્ઞાતા ।
વલ્લભ શ્રીશુભ વીર વખાન । શ્રી૦ ॥ ૯ ॥

દોહા.

કમઠ કહે ધર્મી ગુરૂ, હમ નહીં કૌડી પાસ ।
ભૂલ ગયે દુનિયા દશા, કરતે વનમેં વાસ ॥ ૧ ॥

## સોરઠ

( ચાલ-કુમતાને જાદુ ડારા )

પ્રભુ પાર્શ્વ મોહનગારા, જીનમોહ લિયા સબ નર નારા । પ્ર.। અંચલી ।

કહે પ્રભુ વનવાસી પશુ પંખી । તુમ ઐસે નિરધારા ।
યોગી નહીં પિણ ભોગી કહીએ । સંગતહૈ સંસારા । પ્ર૦ ૧
જાન બુરા સંસાર કો છોડા । સુનહો રાજકુમારા ।
જોગી જંગલ સેવત પ્યારે । લેકર ધર્મ આધારા । પ્ર૦ ૨
દયા ધર્મકા મૂલ કહા હૈ । જાનત નાહીં ગમારા ।
જીવ દયા વિન જગમેં હોવે । તપજપનિષ્ફલસારા । પ્ર૦ ૩
બાત દયાકી હમકો સુનાવો । માફ કસૂર હમારા ।
વારંવાર કયા કહના પ્યારે । ઐસા શોચ વિચારા । પ્ર૦ ૪
પ્રભુ હુકમસે કાષ્ઠ સેવકને । ફાડકે નાગ નિકારા ।
સેવકમુખ નવકાર સુનાકે । ધરણેંદ્રનાગકુમારા । પ્ર૦ ૫
રાણી સાથ વસંતમેં વનમેં । બૈઠે મહલ સુખારા ।
રાજીમતિકો છોડકે સંયમ । લીના નેમ કુમારા । પ્ર૦ ૬
ચિત્રામણ જીન નિરખત ભીના । રસ વૈરાગૈ ભારા ।
લોકાંતિક સુર આકર બોલે । સંજમ અવસર થારા । પ્ર૦ ૭
માત પિતા કી આજ્ઞા લેકર । વરસીદાન દાતારા ।
દીનાતમ કીને સુખી વલ્લભ । વીરવચન હિતકારા ।પ્ર૦૮ ઇતિ

## કાવ્ય

તીર્થંકરાણાં જગદુત્તમાનાં । સુરાસુરાધીશનિષેવિતાનામ્ ।
કલ્યાણકાનાં પ્રકરોમિ પૂજાં । નિજાત્મસિદ્ધ્યૈ શિવદા ભવેત્સા ॥૧ ॥

## મંત્રઃ

ૐ હ્રીઁ શ્રી પરમપુરૂષાય પરમેશ્વરાય જન્મજરામૃત્યુનિવારણાય શ્રીમતે જિનેંદ્રાય અક્ષતાન્ યજામહે સ્વાહા

# (૬) અથ દીક્ષાકલ્યાણકે ષષ્ઠાધૂપપૂજા.

## દોહા.

અવસર વરસીદાનકે, ભવ્ય જીવ લિયે દાન ।
રોગ હરે ષટ માસ કા, હો તનુ સુંદર વાન ॥

ટી ધરી હાથ મેં, દીક્ષા અવસર જાન ।
મંસંબે મિલા તિહાં, માનો સંજમ ઠાન ॥

(ચાલ—મંગલ પૂજા સુરતરૂ કંદ)

દીક્ષા કલ્યાણક શિવ સુખ કંદ ॥ દી૦ ॥ અંચલી ॥

તીસવર્ષ ગૃહ વાસે વસીયા, સુખ ભર વામાજીકે નંદ ।
સંજમ રસિયા જાનકે આયે, મિલકર સુરગણ ચઉસઠ ઇંદ૦ ॥ ૧
તીર્થોદક વર ઔષધિ લાકે, આઠ જાતિકે કલશે ભરંદ ।
અશ્વસેન નૃપ આદિમેં પાછે, સુરપતિ જીન અભિષેક કરંદ ॥ ૨
કલ્પ વૃક્ષ સમ પ્રભુ અલંકારી, વિશાલા શિબિકા અભિનંદ ।
સિંહાસન બૈઠે પ્રભુ સોહે, ઉડુગણમેં સોહે જીમ ચંદ ॥ દી૦ ॥૩॥
પટ શાટક લેઇ દક્ષિણ પાસે । બૈઠી કુલ મહત્તરિકા છંદ ।
વામ પાસે અંબધાત્રી બૈઠી । યૌવનાપાછલ છત્ર ધરંદ ॥દિ૦ ॥૪॥
કુલ લેઇ ઇશાન કૂન મેં । અગ્નિ કૂણ એક પંખા લહુંદ ।
ચલત પાલખી ગીત ગાવતી । સાથે સર્વ સહેલી વૃંદ ॥ દી૦ ॥૫॥
શક્ર ઇશાન ઇંદ્ર કરે ચામર । વાજીંત્રકા નહીં પાર ગહંદ ।
અષ્ટ મંગલ ચલતે પ્રભુ આગે ઇંદ્ર ધ્વજા ચલે આગે જિનંદ ॥દી૦॥ ૬ ॥
દેવદેવી નરનારી ઝુકઝુક । વારવાર પ્રણામ કરંદ ।
આત્મ અનુભવ આનંદ મંગલ । વલ્લભ વીર વચન વિકસંદ ॥દી૦॥૭॥

## દોહા

દીઠા જિન જિનરાજ કો, સફલ જન્મ હૈ તાસ ।
અનુમોદન કર પ્રાણીયા, સફલ મનાવે આસ ॥ ૧ ।

(ચાલ--આશક તો હોચુકા હું)

દીક્ષા પ્રભુકી જોવે, જગ પુણ્યવંત પ્રાણી ॥ દી૦ ॥ અંચલી
જય વામાજીકે નંદા, કટો જન્મ જન્મ ફંદા ।
કુલવૃદ્ધ બોલે વાણી, જગ પુણ્યવત પ્રાણી ॥ દી૦ ॥ ૧ ॥
ચકચૂર મોહ કરિયો, દારિદ્ર દૂર હરિયો ।
જિમ હોઓ વરસી દાની, જગ પુણ્યવંત પ્રાણી ॥ દી૦ ॥ ૨ ॥

પહુંચે બહિર,નગરીયા, વરઘોડે સે ઉતરિયા ।
આશ્રમપદ ઉદ્યાની, જગ પુણ્યવંત પ્રાણી ॥ દી૦ ॥ ૩ ॥
અશોક વૃક્ષ હેઠે, ભૂષણ તજ કે બૈઠે ।
અઠ્ઠમ તપ માની, જગ પુણ્યવંત પ્રાણી ॥ દી૦ ॥ ૪ ॥
મહાવ્રત ચાર ઉચરે, વદિ પોષ માસ શુચરે
એકાદશી સુહાની, જગ પુણ્યવંત પ્રાણી ॥ દી૦ ॥ ૫ ॥
પરિવાર શત તીનો, દેવદૂષ ઇંદ્ર દીનો ।
પ્રભુ હોએ તુર્ય જ્ઞાની, જગ પુણ્યવંત પ્રાણી ॥ દી૦ ॥ ૬ ॥
નંદીસરે સુરજાવે, માતા પિતા ઘર આવે ।
કાઉસગ જિન ધ્યાની, જગ પુણ્યવંત પ્રાણી ॥ દી૦ ॥ ૭ ॥
આતમ આનંદ દાતા, પાર્શ્વ પ્રભુ હૈ ત્રાતા ।
વલ્લભ વીર જાની, જગ પુણ્યવંત પ્રાણી ॥ દી૦ ॥ ૮ ॥ ઇતિ

કાવ્ય ।

તીર્થંકરાણાં જગદુત્તમાનાં । સુરાસુરાધીશનિષેવિતાનામ્ ॥
કલ્યાણકાનાં પ્રકરોમિ પૂજાં । નિજાત્મસિદ્ધ્યૈ શિવદા ભવેત્સા ॥૧॥

મંત્ર

ૐ હ્રીઁ શ્રીઁ પરમ પુરૂષાય પરમેશ્વરાય જન્મજરા મૃત્યુ નિવારણાય શ્રીમતે જિનેંદ્રાય પુષ્પાણિ યજામહે સ્વાહા ॥ ઇતિ ॥

## (૭) અથ કેવલજ્ઞાનકલ્યાણકે સપ્તમી દીપક પૂજા ।

દોહા ।

ધન સારથી ઘર પારણા, કિયા પ્રથમ ભગવાન ।
પાંચ દિવ્ય પરગટ હુએ, તારા મુક્તિ સુણખાન ॥ ૧ ॥
જગદીપક પ્રકટાવવા, તપ તપતા ઉદ્યાન ।
તિણ દીપકકી પૂજના, કરતે કેવલ જ્ઞાન ॥ ૨ ॥

## કાનડા–તાલ તીન ।

## પ્રભુ પાર્શ્વનાથ જિનવરકા ।

ફર દરસ ફરસ મન હરસ ભયો પ્રભુ પાર્શ્વ । અંચલી
નીલવર્ણ તનુપાર્શ્વસુહાવે । કાદંબરી અટવી પ્રભુ આવે ।
કુંડ સરોવર નામ કહાવે । શોભે પદમ સુજરકા ॥ પ્રભુ૦ ॥૧॥
કાઉસગ મુદ્રામેં પ્રભુ ઠાવે । હાથી તહાં એક વનસે આવે ।
સૂંઢ ભરી જલસે નવરાવે । ઐસે નજર કમર કા ॥ પ્રભુ૦ ॥૨॥
તીરથ તહાં કલિકુંડજ થાવે । હાથી ગતિ દેવનકી પાવે ।
કોસુંભ વન ધરણીંદ્ર આવે । વાંદે ચરણ અજર કા ॥ પ્રભુ૦ ॥૩॥
તીન દિવસ ફણી છત્ર ધરાવે । અહિ છત્રા નગરીકો વસાવે ।
તાપસ ઘર પીછે પ્રભુ આવે । સ્વામી અજર અમર કા ॥પ્રભુ૦॥૪॥
વડકે નીચે ધ્યાન લગાયા । કમઠ મરી મેઘ માલી થાયા ।
દેખ વિભંગે અરિમન આયા । લાગા પસર તિમરકા ॥પ્રભુ૦ ॥૫॥
બહુજાતિ ઉપસર્ગહી દીના । નહીં ચલીયા પ્રભુ ધ્યાનમેં લીના ।
આતમ વલ્લભ વીર નગીના । પાયા વિજય સમરકા ।પ્રભુ૦ ૬ ॥ઇતિ

## દોહા

જલ ભરી વાદલ વરસીયો, ગાજે તડિત ચમકાર ।
નાસાગ્રે પ્રભુ આવીયું, જલ નહીં લાગી વાર ॥ ૧ ॥
ધરણીંદ્ર તબ આવિયો, લેઇ પ્રિયા કો સાથ ।
હરી ઉપસર્ગ પૂજે પ્રભુ, મોક્ષ માર્ગ કેપાથ ॥ ૨ ॥
તબ ધ્રૂજે નિજ પાપ થી, મેઘ માલી સુર આપ ।
પ્રભુ ભક્તિ સમકિત લહી, ધોએ અપને પાપ ॥ ૩ ॥

## પીલું ।

( ચાલ–તોરી સુરત કી જાઉં બલિહારી )

પ્રભુ સુરત કી જાઉં બલિહારી । કેવલ કલ્યાણક છપ ન્યારી પ્ર. અંચલી
આયે કાશી ઉદ્યાને સ્વામી । કાઉસગ મુદ્રા ધ્યાન કી ધારી ॥
વીર્યે અપૂર્વ અતિ ઉલ્લાસે । નાશ કિયે ઘન ઘાતી ચારી પ્રભુ૦ ॥૧॥
ચઉરાસી દિન છદ્મસ્થ રહિયા । ચૈત્ર વદિ તિથ ચૌથ હી સારી ।

અઠ્ઠમ તપ તરૂ ધાત કી નીચે । કેવલ જ્ઞાન ભયો ઉજ્યારી ॥પ્ર. ॥૨॥
મિલસુર ચઉસઠ ઇંદ્રે કીની । સમવસરણુ રચના મનોહારી ।
સિંહાસન પાર્શ્વ પ્રભુ સોહે । કરે નાટક સુર આનંદ ભારી ॥પ્ર૦॥૩॥
ત્રૈં ત્રૈં ત્રિક ત્રિક વીણા વાજે । ધૈં ધૈં ધપ મપ ધુન ઢક્કારી ॥
દગડદઉં દગડદઉં દુંદુભિ ગાજે । તાથેઇ તાથેઇ જય જયકારી ॥પ્ર૦૪॥
ચોતીસ અતિશય પૈતીસ વાણી । પ્રગટે અરિહંત કે ગુણુ ભારી ।
સ્યાદ વાદ ઉપદેશ કરીને । સંઘ તીર્થ થાપે જીનચારી ॥ પ્ર૦ ॥ ૫ ॥
વન પાલ ને ભૂપાલ વધાઇ । દાન દેઇ નૃપ આવે શૃંગારી ॥
માત પિતા પ્રભાવતી રાણી । જીન વાણી સુણુ હુએ અનગારી પ્ર.॥૬॥
સંઘ ગણિ પદ જ્ઞાન મહોત્સવ । દેવ કરે મિલ ચાર પ્રકારી ।
આત્મ આનંદ નિજ ગુણુ દાતા । વલ્લભ વીર વચન હિતકારી પ્ર.॥૭॥

## કાવ્ય.

તીર્થકરાણાં જગદુત્તમાનાં સુરાસુરાધીશ નિષેવિતાનામ્ ॥
કલ્યાણકાનાં પ્રકરોમિ પૂજાં । નિજાત્મસિધ્ધ્યૈ શિવદા ભવેત્સા ॥૧॥

## મંત્ર.

ૐ હ્રીં શ્રીં પરમપુરૂષાય પરમેશ્વરાય જન્મજરામૃત્યુનિવા-
રણાય શ્રીમતે જીનેંદ્રાયદીપકંચજામહેસ્વાહા । ઇતિ

# (૮) અથ નિર્વાણ કલ્યાણકે અષ્ટમી વેદ્ય પુજા ।

## ॥ દોહા ॥

શુભ આદિ દશ ગણધરા, સાધુ સોલ હજાર ।
સહસ અઠતીસ સાધવી, ચાર મહાવ્રત ધાર ॥ ૧ ॥
એક લાખ ચોસઠ હજાર; શ્રાવકકા પરિવાર ।
સહસ સતાવીસ શ્રાવિકા, તિગ લખ ઊપરધાર ॥૨ ॥
દેશ વૃત્તિધર એ સહૂ, પૂજે જીન તિગ કાલ ।
પ્રભુ પ્રતિમાં આગલધરે, નિત-નૈવેદ્યકા થાલ ॥ ૩ ॥

( જય જયવંતી )

પાર્શ્વ પ્રભુ કા દર્શ સુહંદા । પ્રભુ દર્શન સે હોત આનંદા ॥પા. અંચલી
વેધક વેધકતા કો જાને । ઔર નહીં તસ સ્વાદ લહંદા ।
તિમ પ્રભુ દર્શન કા ફલ જાને । દર્શક ભવી નહીં અભવી ગહંદા ॥૧॥
પર ઉપકારી જગ હિતકારી । જીનવર કેવલ જ્ઞાન દિનંદા ।
વિચરંતા પરિવાર સહિત પ્રભુ । કનક કમલ પર પાયા ઠવંદા ॥પા.૨॥
સુરજલ બુંદ કુસુમ વરસાવે ।ચામર સિર પર છત્ર ધરંદા ।
તરૂ મારગ મેં જાતાં નમતા । તારણ ભવિ ઉપદેશ કરંદા ॥ પા૦ ॥૩॥
પૈતીસ ગુણ વાણી પ્રભુધારી । નર નારી સુર અપછર વૃંદા ।
પ્રભુ આગલ નાટક કરે સુંદર । અવની તલ પાવન જીન ચંદા ॥ ૪ ॥
આયે કારણ અંત ચઉમાસા । તીર્થ શિખર સમ્મેદ ગિરીંદા ।
શ્રાવણ સુદિ આઠમ કરી અનસન ।એક માસ સંગ તેતી મુનીંદા ॥પા૦
કાઉસગ મુદ્રા શિવ સખ પાયે ! સાદિ અનંત અજ અચર જીનંદા ।
આતમ આનંદ ચિદ્દઘન રાશિ વલ્લભ વીર વચન સુખકંદા ॥ પ૦ ॥૬॥

દોહા

સમય કહે દૃષ્ટાંત ચઉ, કર્મ રહિત અશનીર ।
એક સમય સમ શ્રેણિસે, ઉર્ધ્વગતિ ઘન થીર ॥૧॥

( રાગ જંગલો–તાલ ઠુમરી )

( ચાલ–મન મોહ્યા જંગલ કી હરણી ને )

ભવિનંદો પાર્શ્વ શિવ વરણી ને । ભવિ૦ ॥અંચલી ॥

પાર્શ્વ પ્રભુ નિર્વાણ કો જાની,સુરપતિ સબ આએ ધરણી ને ભ૦ ૧ ॥
ક્ષીરોદધિ આદિ સબ જલ સેં સ્નાન વિલેપન કરણી ને ॥ ભ૦॥૨॥
ભૂષણ વસન શરીરે ધારી । શોભા કરે મન હરણી ને ॥ભ૦ ॥ ૩ ॥
ચંદન ચય મે સુર પરજાલે ભક્તિ શોક વિચરણીને ॥ ભ૦॥ ૪ ॥
થૂભકરે તે ઉપર સુંદર । જીન શાસન અનુસરણી ને ॥ ભ૦ ॥પા॥
દાઢાં લઇ દીવાલી સુર કરી ।અસ્ત હુએ ભાવ તરણિને ॥ભ૦॥૬॥
નંદીસર નિર્વાણ મહોચ્છવ ।કરી ગયેસુર નિજ ઘરણિને ॥ભ૦॥૭॥
વલ્લભ અંતર વીર અઢી સૈ। આતમ શિવ વધુ પરણીને ॥ભ૦॥૮॥

## છંદ

( ચાલ–વિહરમાન જીનંદ વંદું ઉદધિ કેવલ ભાસ્કરં )

ઇમિ પાંચ કલ્યાણક તણી પૂજા પ્રભુ પારસતણી ।
શતવર્ષજીવી સુખ અક્ષય પામે નિઃ કર્મા બની ।
પ્રભુપાદ સેવા મુક્તિ લેવા પૂજા નિજશક્તિ ભણી ।
વંછિત મન ફલ આસ પુરે પાસ શ્રી ચિંતામણિ ॥૧॥

## કલશ

( ચાલ–મિલ પયો વૈદ્ય )

ધન દિન આજ કલ્યાણક ગાયા ॥ધ૦॥ અંચલી૦ ॥
પાર્શ્વનાથ જગ અંતરજામી, પુરિસા દાની કહાયા ।
પાંચકલ્યાણક ઓચ્છવકરતે, ઘર ઘર મંગલ માયા ॥ધ૦૧॥
તપગચ્છ ગગનમેં તરણિ સોહે, વિજયાનંદ સૂરિરાયા ।
લક્ષ્મીવિજય તસ હર્ષવિજય તસ, શિષ્ય વલ્લભ લઘુ થાયા ॥ધ૦ ૨॥
સંવત વીર ચોવીસૈ તેતીસ, આત્મ એકાદશ ભાયા ।
વિક્રમ ઉન્નીસૈ ત્રેસઠમેં, મહીના માઘ સુહાયા ॥ ધ૦ ॥ ૩ ॥
વિજય કમલસૂરીશ્વર રાજે વીરવિજય ઉવજ્ઝાયા ।
કાંતિવિજય પ્રવર્ત્તક દીપે, નમુ નીત તિનકે પાયા ॥ ધ૦ ॥૪॥
આત્માનંદી જૈન સભા કી, પ્રેરણા હર્ષ સવાયા ।
શક્તિ નહીં પિણુ ભક્તિ તણે વસ, જીરા નગર ગુણ ગાયા ॥ધ૦૫॥
શ્રીશુભ વીર વચન અનુસારે, પાંચ કલ્યાણક ગાયા ।
ભૂલ ચૂક મિચ્છામી દુક્કડ, વલ્લભ સીસ નમાયા ॥ ધ૦ ॥ ૬ ॥

## કાવ્યમ્

તીર્થંકરાણાં જગદુત્તમાનાં, સુરાસુરાધીશ નિષેવિતાનામ્ ।
કલ્યાણકાનાં પ્રકરોમિ પૂજાં, નિજાત્મસિદ્ધયૈ શિવદા ભવેત્સા ॥૧॥

## મંત્રઃ ।

ॐ હ્રીઁ શ્રી પરમપુરૂષાય પરમેશ્વરાય જન્મજરામૃત્યુનિવારણાય શ્રીમતે જિનેંદ્રાય નૈવેદ્યં યજામહે સ્વાહા ॥ ઇતિ

॥ ઇતિ પંચકલ્યાણકમહોત્સવવ ગર્ભિતાષ્ટ પ્રકારી પૂજા ॥

વંદે વીરમ્

# અથ એકવીસ પ્રકારી પૂજા

સ્નાનં વિલે પન વિભૂષણ પુષ્પ વાસ
ધૂપ પ્રદીપફલ તંદુલ પત્ર પુગૈઃ ॥
નૈવેદ્ય વારિ વસનં ચમરાતપત્ર-
વાદીત્ર ગીતનટન સ્તુતિ કોષવૃદ્ધિઃ ॥ ૧ ॥
ઇત્યેક વિંશતિવિધા જીનરાજપૂજા
ખ્યાતા સુરાસુરગણેન કૃતાસદૈવ ॥
( ઇતિ શ્રીહિભદ્ર સૂરિપાદાઃ પંચવસ્તુકે )

॥ દોહા ॥

શ્રીશ્રી આદિ દેવ શ્રી, ઋષભજીનંદદયાલ ।
પદકજ પ્રણમુ ભાવસે, હોવે મંગલ માલ ॥ ૧ ॥
જીનવાણી ગુરૂ ચરણકો, નમન કરી ભવિ કાજ ।
પૂજા એકવી સ ભેદસે, વર્ણવું શ્રી જીનરાજ ॥ ૨ ॥
સ્નપન વિલેપન આભરણ,પુષ્પ વાસ વર ધૂપ ।
દીપક ફલ અક્ષત શુચિ, પત્ર પૂગ સદ રૂપ ॥ ૩ ॥
નૈવેદ્ય નિર્મલ જલ કલશ, વસ્ત્ર ચમર સિત છત્ર ।
વાદ્ય ધ્વનિ શુભગાજતી, ગાયન નટન વિચિત્ર ॥ ૪ ॥
જીનવર ગુણ સ્તુતિ સુખ કરી, કોષવૃદ્ધિમન ધાર ।
જીન ગણધર ફરમાનસે, પૂજા એકવીસ સાર ॥ ૫ ॥

## ( ૧ ) પહેલી જલ પૂજા.

। દોહા ।

પૂજા પેહલી માનિયે, સ્નપન કરે પ્રભુ અંગ,
ભવ્યજીવ અર્ચન કરી, કરે કુમતિ મલ ભંગ ॥ ૧ ॥

॥ દેશી—આશાકતો હો ચુકાહું ॥

પૂજા પ્રભુકી કીજે, મનમાના ફલ લીજે । અચલિ ।

આગમ વાણી બોલે, પ્રભુ પૂજા ફલ ખોલે ।
ઉપાંગ માંહી બીજે, મન માના ફલ લીજે ॥ ૧ ॥
હિત સુખ જોગ કારી, પદ મોક્ષ કો દાતારી ।
સંગાત સાથી કીજે, મનમાના ફલ લીજે ॥ ૨ ॥
નિર્મલ તીર્થ પાની, ક્ષીરોદ આદિ આની ।
કલશા કનક ભરીજે, મનમાના ફલ લીજે ॥ ૩ ॥
ચોસઠ ઇંદ્ર કરતે, જીન સ્નાત્ર પુણ્ય ભરતે ।
શુભ ભાવ તિમ ધરીજે, મનમાના ફલ લીજે ॥ ૪ ॥
શ્રાવક શુદ્ધ ભાવે, કરી સ્નાત્ર હર્ષ પાવે ॥
વલ્લભ આતમ દીજે, મનમાના ફલ લીજે ॥ ૫ ॥

☞ દરેક પૂજા દીઠ કાવ્યના ઠેકાણે આ પદ બોલવું.

( દેશી નાટકની–તેરી છલબલહે ન્યારી )

પદ–પ્રભુ પૂજા હૈ પ્યારી–ભવ પાર ઉતારી કરો શાસ્ત્રાનુસારી પ્યારે સુજાન ।
માનોજી સુજ્ઞાન-પ્રભુ પૂજન બનાવે। પૂજનસે શિવ ફલ પાવો મેરી જાન ।
કરો પૂજા ભગવાન-ધરો સુમતિ કા ધ્યાન । કરો આતમ કલ્યાણ–હોવે
વાહ વાહ વાહ ૩

મંત્ર ૐ હ્રીઁ શ્રી પરમ પુરૂષાય પરમેશ્વરાય જન્મજરા મૃત્યુ નિવારણાય
શ્રીમતે જીનેંદ્રાય જલં યજા મહે સ્વાહા ॥ ૧ ॥ ઇંતિ ॥

## ( ૨ ) બીજી વિલેપન પૂજા.

### દોહા ।

ચંદન કુંકુમ મૃગમદા, ઘસી ભેલી ઘનસાર ।
જીનવર અંગે કીજીએ, તિલક વિલેપન ધાર ।

( દેશી–ઢુંઢ ફીરા જગ સારા )

લેપન ફલ સુખકારા સુખકારા–ભવિજન કીજે અર્ચના–અંચલી ॥
ભાવના ચંદન કુંકુમ મેલી, મૃગમદ કર્પૂર ગંધ સુભેલી ।
નવ અંગ જીન હિતકારા હિતકારા—ભવિજન ॥ ૧ ॥
પગ જાનૂ કર અંશોત્તમ અંગ, ભાવ કંઠ ઉરમનમેં ઉમંગ ।

નાભિકમલ મલહારા મલહારા—ભવિજન ॥ ૨ ॥
તિલક ત્રયોદશ નવ અંગજાનો, શ્રીજીન ચંદ વિલેપન માનો ।
ભવો દધિપાર ઉતારા ઉતારા—ભવિજન ॥ ૩ ॥
નવ અંગ તિલક નિધિનવ થાવે, તમમિટે તનમન સુખપાવે ।
પૂજન પ્રભુ દુઃખ ટારા દુઃખ ટારા—ભવિજન ॥૪ ॥
સુરસુરપતિ નરનરપતિ કરતે, પ્રભુ પૂજા આતમપદ વરતે ।
વલ્લભ ગુરૂ ઉપકારા ઉપકારા—ભવિજન ॥ ૫ ॥

પદ—પ્રભુ પૂજા હૈ પ્યારી—ભવપાર ઉતારી કરો શાસ્ત્રાનુસારી પ્યારે સુજાન। માનોજી સુજ્ઞાન—પ્રભુ પૂજન બનાવો પૂજનસે શિવફુલ પાવો મેરી જાન। કરો પૂજા ભગવાન ધરો સુમતિ કા ધ્યાન। કરો આતમ કલ્યાણ—હોવે વાહ વાહ વાહ ૩

મંત્ર—ૐ હ્રીં શ્રીં પરમ પુરૂષાય પરમેશ્વરાય જન્મજરામૃત્યુ નિવારણાય શ્રીમતે જીનેદ્રાય ચંદનં યજામહે સ્વાહા ॥ ૨ ॥ ॥ ઇતિ ॥

## ( ૩ ) ત્રીજી આભૂષણ પૂજા ॥

### ॥ દોહા ॥

આભૂષણ પૂજા ભલી, ત્રીજી શ્રી જીનરાય ।
કરતે ભવિ શુભ ભાવસે, તન મન અતિ હુલસાય ॥ ૧ ॥

( દેશી—હમ કયોં છોડ ચલે વન માધો )

ભુષણ પૂજા હરિગણ વિરચે હિત સુખ આનંદકાર કરોરે—અંચલી
વિવિધ રત્ન મણિમય અતિ સુંદર, જીન અંગ ભૂષણ ધાર ઠરોરે ।
નિરૂપમ અનુભવ રસ લહે ભવિજન મન વચકાય ઉદાર નરોરે ભૂ૦ ॥૧।
સુંદર મસ્તક મુકુટ વિરાજે, ચંદ્ર સૂર્ય છબિ સાર હરો રે ।
અર્ધ ચંદ્ર સમ પ્રભુ ભાલ સ્થલ,વિમલ તિલક મનોહાર ધરોરે ॥ભૂ૦॥૨॥
કાનમેં કુંડલ ઝગમગ દીપે, કંઠમે દીપે હાર ખરોરે ।
બાંહે બાજુબંદ હાથમેં કંકણ, કમર કંદોરા સાર ભરોરે ॥ ભૂ૦ ૩ ॥
ભૂષણસે ભૂષિત જીન તનુકો, કીજે શ્રાવકાચાર વરોરે ।
તસ ફલ ભૂષિત નિજ તનુ હોવે, જયજય મંગલાચાર ધરોરે ॥ ભૂ૦ ૪ ॥

